१८

સ્વ૦ પૂ૦ આચાર્ય શ્રી કર્મસિંહજી સ્વામી સ્મારક શાસ્ત્રમાળા–મણકો ૩૨ મો

ૐ વીર !

# શ્રી જૈન સંવાદ રત્નમાળા

—: રચયિતા :—

કચ્છ આઠ કોટી મોટા પક્ષના પૂજ્યપાદ આચાર્ય:—

**શ્રી નાગચંદ્રજી સ્વામીના શિષ્ય મુનિ રત્નચંદ્રજી**

અગાઉથી ગ્રાહક થયેલા સદ્‌ગૃહસ્થોની આર્થિક સહાયથી

: છપાવી પ્રસિદ્ધ કરનાર :

**જીવણલાલ છગનલાલ સંઘવી**

પંચભાઈની પોળ : **અમદાવાદ**

વીર સંવત્ ૨૪૬૫ — વિક્રમ સંવત્ ૧૯૯૫

આવૃત્તિ પહેલી. — નકલ ૩૫૦૦

કિંમત ૬ આના

# સ્મરણાંજલિ !!!

સ્વર્ગસ્થ, ગચ્છાધિપતિ, ગચ્છનાયક, પૂજ્યપાદ આચાર્યશ્રી

## દેવજી સ્વામીની સ્તુતિ.

### હરિગીત—

૧

હે દેવ! **દેવજી સ્વામી** તમને વાર વાર પ્રણામ હો!,
આ પુષ્પ અંજલિ પ્રેમમય અર્પિત પ્રભો! અભિરામ હો!;
સર્વસ્વ અર્પણ હો! તમારાં પૂજ્ય! ચરણોમાં સદા,
અમ હૃદયમાં તુમ પ્રેમમય શુભ લાગણીનું ધામ હો!.

૨

સત્ય છો શિવ મૂર્ત્તિ છો ને નિત્ય છો નિષ્કામ છો,
અમ સંઘમાં પ્રભો! આપનું ગુણગાન તો અવિરામ હો!,
તુમ દિવ્ય દૃષ્ટિમાં નિરંતર પ્રેમ પારાવાર હો!
ગુરૂ! આપની ગાદી અમારો નિત્યનો વિશ્રામ હો!

**વિજ્ઞાન ભિક્ષુ મંડળસ્થ મુનિ રત્નચંદ્રજી-[કચ્છી]**

# નિવેદન:

**ઉદ્દેશ—**

**'શ્રી જૈન સંવાદ રત્નમાળા'** પુસ્તકનું મૂળ ઉત્પત્તિ કારણ કન્યાશાળાની શિક્ષિકા બ્હેનો છે. બાળાઓને સંવાદો શિખવવા માટે શિક્ષિકા બ્હેનોએ માંગણી કરતાં બે હફતે આઠેક સંવાદો અને ભાષણો બનાવી લખી આપ્યાં.

બાળક-બાળિકાઓને આવા સંવાદો રૂચિકર લાગે છે, સાંભળનારાઓના દિલ ખેંચાય છે અને કુમળા મગજમાં સારા સંસ્કાર રેડાય છે. એવી ખાત્રી થતાં 'હજી એવા બીજા સંવાદો લખું' એમ ધારીને પંદરેક તૈયાર કર્યા.

**આભાર—**

એ દરમિયાન પાટનગર ભુજ જવાનું થતાં મહારાજ શ્રી લક્ષ્મીચંદ્રજી સ્વામી તથા ઉપાધ્યાય શ્રી દેવચંદ્રજી સ્વામી ઠા૦ ૪ ભુજ પધાર્યા. તેમજ મ્હારા ધર્મગુરૂ ધર્માચાર્ય પૂજ્ય મહારાજશ્રી નાગચંદ્રજી સ્વામી ઠા૦ ૩ પણ વાગડની મુસાફરી કરી ભુજ પધાર્યા. તે વખતે એ સંવાદો તેમને બતાવ્યા. તેમાં નીતિના સંવાદમાં કેટલાક સંક્ષિપ્ત ગોઠવેલા જોઈને 'આ શબ્દોનું વિશેષ સ્પષ્ટીકરણ થાય તો લોકો સહેલાઇથી સમજી શકે. અર્થાત્ આ શબ્દોના સ્વતંત્ર સંવાદો બની શકે તેમ છે' આ અને આવી બીજી કેટલીક ઉ૦ શ્રી દેવચંદ્રજી મહારાજે કરેલી સુચના ધ્યાનમાં રાખી વિશેષ સંવાદો બનાવવા પ્રેરાયો. અને અનુક્રમે એક પછી એક વધતાં સંવાદોની સંખ્યા ૩૬ સુધી પહોંચી.

ગુરૂશ્રીની આજ્ઞાથી વાગડ પ્રાંતમાં ઝાટાવાડા ગામે પાંચ [ ચાર કુમારી કન્યાઓના ] વર્ષિતપ પ્રસંગે આવતાં વચ્ચે કકરવા ગામે પૂજ્ય શ્રી ગુલાબચંદ્રજી સ્વામી ઠા૦ ૬ નો સમાગમ થયો. બે દિવસ સાથે રહ્યા. તૈયાર થયેલા સંવાદો તેમને બતાવ્યા. તેમાં પૂજ્યશ્રીએ કરેલી કેટલીક સૂચના અને સહાયતા માટે તેમજ જે જે સજ્જનોએ

સૂચવેલા સુધારા વધારા માટે તેમનો [સહુનો] અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

**સંવાદોની રોચકતા—**

જેમણે જેમણે એ સંવાદો વાંચ્યા છે તેમને રૂચ્યા છે, એ તેમના અભિપ્રાયથી જાણી શકાયું છે.

જો કે સંવાદો ટુંકાં ટુંકાં અને થોડાં થોડાં વાકયોના બનેલા હોય તો બાળક-બાળિકાઓ સહેલાઈથી મુખપાઠ કરી શકે. પરંતુ આ સંવાદો કંઇક લાંબાં વાકયોનાં બનેલા છે. કારણ કે ટુંકાં અને થોડાં વાકયો ગોઠવવા જતાં ચાલતો વિષય અપૂર્ણ અને અસ્પષ્ટ થતો જાણી ન છૂટકે વાકયો લંબાવવાં પડયાં છે. છતાં તીવ્ર બુદ્ધિ-વાળા વિદ્યાર્થિઓને એ સંવાદો કંઠસ્થ કરવા એટલા બધા અગરા તો નહિ જ લાગે, એમ મ્હારૂં માનવું છે.

એ સંવાદો કંઠસ્થ કરવાથી કે વારંવાર વાંચન કરવાથી ન્હાના મ્હોટા દરેક સ્ત્રી-પુરૂષોને તે તે વિષયનું [જે વિષય ઉપર સંવાદ રચાયો હોય તે બાબતનું] સાચું સ્વરૂપ સમજાશે અને રૂઢ [ઘર કરી બેઠેલા] સંસ્કારો કે ગેરસમજવાળા વિચારો છોડવાની ફરજ પડશે, એમ હું માનું છું.

**નગ્ન સત્ય—**

જો કે ચાલુ જમાનાનું અવલોકન કરી બતાવેલું નગ્ન સત્ય એ કેટલાકને કટાક્ષનું કારણ બનશે, પરંતુ સત્ય વસ્તુ બતાવતાં તેમ બનવું અશકય નથી. કારણ કે મહા-પુરૂષોનાં વચનોનો પણ વિરોધ કરનારા ઘણાએ નીકળે છે, તો પછી મ્હારા જેવા અલ્પજ્ઞનાં વચનોનો વિરોધ થાય એ કશું આશ્ચર્ય જેવું તો ન જ ગણાય.

**શિક્ષક-શિક્ષિકાઓને સૂચના—**

શિક્ષક મહાશયો! તથા શિક્ષિકા બ્હેનો! બાળકો કે બાળિકા-ઓને સંવાદો શીખવતાં ધ્યાન રાખવું કે જે બાળક-બાળિકાઓ તીક્ષ્ણ બુદ્ધિવાળા હોય તેમને ઉત્તર આપનાર તરીકેનો વિભાગ શિખવવો

અને જેઓ તેથી ઉતરતી બુદ્ધિવાળા હોય તેમને પ્રશ્ન વિભાગ શિખવવો. જ્યાં પ્ર૦ અને ઉ૦ લખ્યું છે ત્યાં પ્રશ્ન કરનાર અને ઉત્તર આપનાર બાળક કે બાળિકાઓનાં નામ ગોઠવવાં. તેમજ પૂછનાર કે ઉત્તર આપનાર બાળક-બાળિકાઓને ધીમે ધીમેથી અને સ્પષ્ટ ઉચ્ચારથી બોલતાં શિખવવું. અને એ સંવાદોમાં બતાવેલા વિષયોની તેમના મગજ ઉપર સચોટ અસર થાય-ઉંચા ને ઉંડા સંસ્કારો પડે અને વર્તનમાં મૂકે તેવું શિક્ષણ આપવું.

**ગુરૂ કૃપા—**

આવા સંવાદોનું પુસ્તક મ્હારા જેવા અલ્પ મતિના હાથે લખાશે એવી સ્વપ્ને પણ ધારણા ન હતી. છતાં ગુરૂકૃપા, સજ્જન આત્માઓની પ્રેરણા અને મહારાજશ્રી કૃષ્ણજી સ્વામીની દરેક પ્રકારની સહાયતાથી મ્હારી ક્ષયોપશમ શક્તિ અનુસાર લખવા ભાગ્યશાળી થયો છું.

**ક્ષમા અને વિજ્ઞપ્તિ—**

આ સંવાદોના લખાણમાં મ્હારા અલ્પજ્ઞાનને લઈ ને કંઈ પણ શાસ્ત્રવિરૂદ્ધ લખાયું હોય તો અનંત સિદ્ધ, કેવળી અને ગુરૂની સાક્ષીએ ક્ષમા યાચું છું.

કોઈ પણ આત્માનું દિલ દુઃખાય તેવો ઈરાદો ન હોવા છતાં આ પુસ્તકમાં રહેલી નમ્રસત્ય બિનાથી કોઈનું દિલ દુઃખાય તો તે મહાશય મૈત્રીભાવના ભાવી ક્ષમા આપે. અને કંઈ પણ શાસ્ત્ર વિરૂદ્ધ લખાણ જણાય તો વિદ્દજ્જનોને વિજ્ઞપ્તિ કરૂં છું કે તેઓ તે ભૂલ જણાવે, એટલે બીજી આવૃત્તિ છપાવવાનો અવકાશ આવતાં સુધારી શકાય.

સુજ્ઞેષુ કિં બહુના !!!

પરમોપકારી ગુરૂવર્ય
**પૂજ્યશ્રી નાગચંદ્રજી**
**સ્વામીના શિષ્ય મુનિ-**
**રત્નચંદ્રજી**

ચાતુર્માસ સ્થળ—
**ઝાટાવાડા, કચ્છ.**
પ્રાથળ વાગડ પ્રાંત, રાપર તાલુકો.
આષાઢ કૃષ્ણ પંચમી. ગુરૂવાર.
કચ્છી સંવત્ ૧૯૯૬

# પ્રસ્તાવના

દરેક પુસ્તકના પ્રારંભમાં પ્રાક્કથન કે પ્રસ્તાવના લખવાનો સામાન્ય નિયમ હોય છે; પરન્તુ જે પુસ્તક એટલી તો સાદી, સરળ અને સમજી શકાય તેવી ભાષા અને ભાવના સહ લખાયું હોય તેવા પુસ્તકને આપણે પ્રસ્તાવનાથી વંચિત રાખીએ તો તેમાં કશુંયે ખોટું નથી; પરન્તુ લેખક મુનિશ્રીએ પોતાનું આવશ્યક ટુંક નિવેદન લખી પ્રસ્તાવ કાર્યનું કામ મને સુપ્રત કર્યું હોઇ મ્હારે તે ફરજ બજાવવી પડે છે.

આજે દરેક પ્રજાનો અભ્યુદય મુખ્યતઃ ભવિષ્યની પ્રજા પર અવલંબે છે. આપણા બાળકો એ ભ૦ મહાવીરના ભવિષ્યના વારસો અને જૈન સમાજ રૂપી બગીચાના ભવિષ્યના મહાવૃક્ષો છે. જો શાસનને શાશ્વત ઝળકતું રાખવું હશે તો આપણે કોઇ પણ ભોગે આપણા બાળકોને ધર્મના સુદઢ સંસ્કારો આપવા જ પડશે.

આ સંસ્કારો આપવા સંબંધમાં આજે તરેહ તરેહની કેળવણી-શિક્ષણની યોજનાઓ વડે આપણે પ્રયાસ કરી રહ્યા છીએ. કોઈ ધાર્મિક અભ્યાસ ફરજિયાત આપીને, કોઈ વાર્તાઓ દ્વારા, કોઈ સામાન્ય પ્રશ્નોત્તર દ્વારા બાળજ્ઞાન વિકસાવવાનો પ્રયત્ન કરે છે, છતાં આપણને આમાં જોઈએ તેવી સફળતા મળી નથી. સંસ્કારો રેડવા સંબંધમાં એક એવી પણ વિચારધારા છે, કે બાળકોને જુદાજુદા વિષય પરનાં ગમ્મત સાથે જ્ઞાનવૃદ્ધિ થાય તેવાં સંવાદ-પુસ્તકો આપવા અને એ રીતે બાળ માનસમાં જૈનસંસ્કાર રેડવાનો પ્રયાસ કરવો.

આ વિચારસરણી જરૂર વધાવી લેવા જેવી છે, અને એથીજ આજે અનેક શિક્ષણ સંસ્થાના સંચાલકો–બાળકો–બાળાઓ સૌ કોઈ સંવાદ–પુસ્તકોની માગણી કરી રહ્યા છે, પરન્તુ કહેતાં દુઃખ થાય છે કે આપણા જૈન સમાજમાં અનેક વિદ્વાન સાધુ પુરુષો, કેળવાયેલા ગૃહસ્થો અને ઉત્તેજન આપનાર ધનિકો હોવા છતાં સમાજ પોતાના

બાળક–વિદ્યાર્થીઓ માટે અદ્યાપિ જોઈએ તેવું સંવાદ–પુસ્તકનું સાહિત્ય બહાર પાડી શકેલ નથી.

અલબત્ત, આ દિશામાં પ્રયત્નો થયા છે અને પાછલા અનેક વર્ષોની કારકીર્દિ જણાવીએ તો જૈનસમાજને માત્ર ૨–૩ જ નામના સંવાદ પુસ્તકો પ્રગટ થએલાં સાંપડ્યાં છે; તદપિ મારે કહેવું જોઈએ કે તે જૈન સમાજના બાળકોને અને જૈન સમાજને જોઈએ તે પ્રમાણમાં સંતોષ ઉપજાવનારાં નથી.

બાળકો માટેનું સાહિત્ય તૈયાર કરવાનું કાર્ય સહેલું નથી કે જેટલું સહેલું કાર્ય યુવાનો અને વૃદ્ધો તથા સ્ત્રી સમાજ-ઉપયોગી સાહિત્ય તૈયાર કરવા પરત્વે છે. બાલમાનસનો પૂરેપૂરો અભ્યાસી વર્ગજ આ માટે તેવું સાહિત્ય સર્જિ શકે.

મને એક અંગત પ્રસંગ યાદ આવે છે. આજથી બે વર્ષ પૂર્વે મારા પર થોડાંક સંવાદનાં પુસ્તકોની માગણી આવી. તેઓને હું શું આપું? એક બે પુસ્તકો હતા તે મેં મોકલ્યા, પરન્તુ જોઈએ તેવો સંતોષ ન થયો અને નવિન, ધર્મની શ્રદ્ધા દ્રઢ થાય તેવા વિવિધ સંવાદોની માગણી થઈ. આ માટે મેં જાહેર કર્યું કે 'સંવાદના સારા સંગ્રહવાળું એક પુસ્તક તૈયાર કરવું છે માટે વિદ્વાનો તે બનાવીને અને જે શિક્ષક–શિક્ષિકાઓ પાસે તૈયાર–અપ્રકટ સંવાદો હોય તે મને મોકલી આપે.' જવાબમાં માત્ર બેજ સંવાદો મળ્યા. મારૂં કાર્ય હજુ અધુરૂં જ છે.

મેં ઉપર કહ્યું તેમ કદાચ સમાજના વિદ્વાનોનું લક્ષ બાળ–સાહિત્ય તૈયાર કરવા તરફ ન ખેંચાયું હોય, અથવા સંવાદ યોજવાનું કાર્ય દુર્ઘટ જણાતું હોય, ગમે તેમ પણ આપણે હવે કોઈ પણ રીતે આ તરફ ઉદાસીનતા રાખવી પાલવશે નહિ.

મને કહેતાં આનંદ થાય છે કે કચ્છ સંપ્રદાયના વિદ્વાન મુનિ

શ્રી રત્નચંદ્રજી મહારાજે પોતાનાં અમૂલ્ય સમય, શક્તિ અને વિદ્વત્તાનો ઉપયોગ આ દિશામાં કરી ‘સંવાદ’ પુસ્તક (જે આજે જૈનસમાજને ચરણે ધરાય છે તે) તૈયાર કરી સારીએ જૈનસમાજની ભારે સેવા બજાવી છે.

મ્હને લાગે છે કે લેખક મુનિશ્રીને આમાં પૂરેપૂરી સફળતા મળી છે. એક વિષય એવો બાકી નથી રહ્યા કે જે સામાજિક, ધાર્મિક, વ્યાવહારિક, રાષ્ટ્રિય અને નૈતિક વિષયથી અસ્પર્શ્ય રહ્યો હોય. બાળકમાં સાધારણ બુદ્ધિ વિકાસ થયા પછી તેને જે જાતનું શિક્ષણ, જે જાતનાં સંસ્કાર મળવાં જોઈએ તે આ સંવાદ પુસ્તકના વાંચનથી નિઃસંશય મળી શકે તેમ છે. વિનય, સહનશીલતા, સત્ય, દયા, પરોપકાર વગેરે આધ્યાત્મિક તત્ત્વોનો જીવનસ્પર્શ થયા પછી, સત્સંગ, અતિથિસત્કાર, કુળાચાર–દેશાચાર, સાદાઈ, સ્વચ્છતા એ નૈતિક જીવનના આંદોલનો જગાવી, કર્મ, ધર્મ, ગુરૂ, શ્રાવકકર્તવ્ય ઈત્યાદિને ઓળખી આત્મા તપ ત્યાગ, વ્યસનનિષેધ, અનિષ્ટ રિવાજોનો બહિષ્કાર કરી આત્મકલ્યાણુને પંથે વળે છે અને પછી સમયની કિંમત જાણી, શુદ્ધ સમકિતને સાચવી વિદ્યાભ્યાસમાં આગળ વધી આદર્શ શ્રાવક બની શકે છે. આ આખાયે સંવાદ પુસ્તકનું રૂપક છે.

સંવાદની ભાષા એકદમ સાદી અને સરળ હોવાથી બુદ્ધિશાળી બાળકો સહેલાઈથી તે મુખપાઠ કરી ભજવી શકે તેમ છે. અને બાળકો ઉપરાંત યુવકો અને વૃદ્ધોને પણ તે ઉચ્ચ આદર્શ પૂરો પાડે છે.

ભાવના શતક, વૈરાગ્યશતક કે એવું કોઈ કેવળ વૈરાગ્યોપદેશનું પુસ્તક આપણે વાંચતા હોઈએ અને જેમાંથી કેવળ વૈરાગ્યસ્રોત વહે છે તેજ પ્રમાણે મારે કહેવું જોઈએ કે આમાં અતિશયોક્તિ, ભાષાની આડંબરતા કે ઉચ્છૃંખલતા સિવાય કેવળ આ પુસ્તકના પ્રત્યેક સંવાદમાં ધર્મ, સમાજ અને માનવ ઉત્કર્ષનો ઉચ્ચ પ્રવાહ વહે છે એમ વાંચનારને પણ જણાયા વગર નહિ રહે.

દરેક જૈન શિક્ષણ સંસ્થાના સંચાલકો બાળ-બાળાઓમાં આ સંવાદ પુસ્તક પાઠ્યપુસ્તક તરીકે ચલાવશે, ભજવાવશે અને જૈન-સમાજના ધનિકો જૈનવર્ગમાં આ પુસ્તકનો ફેલાવો કરશે તો જરૂર તેઓ જૈનસમાજમાં સુસંસ્કાર રેડવાના નિમિત્તભૂત બની પુણ્યોપાર્જનનું મહદ્‌કાર્ય હાંસલ કરશે.

સંવાદ પુસ્તકની જરૂરિયાત સંબંધી અમે હવે વિશેષ કથન કરતા નથી. પુસ્તકનું વાંચન આપોઆપજ નિર્ણય કરી આપશે.

આ પુસ્તકના હેન્ડબીલો છપાયા બાદ તુરતમાંજ જૈનસમાજના ઉદાર ગૃહસ્થો તરફથી સારી સહાય મળવા પામી, જેને લીધેજ તેઓને માત્ર ચાર આનામાં (પડતર કિંમતે) આ પુસ્તક આપવાનો પ્રબંધ કરવામાં આવ્યો છે.

સહાય કરનારાઓ પૈકી—કચ્છ ભુજનગરના રહિશ સંઘવી હીરાચંદભાઈ ટોકરશી જેમનું ધાર્મિક ક્ષેત્રમાં જીવન બહુજ ઉચ્ચ કોટિનું છે, મુનિવરો પ્રત્યે એમને ખૂબજ ભક્તિભાવ છે, ધાર્મિક ક્રિયાઓ, પ્રાર્થના વગેરેમાં અનન્ય શ્રદ્ધા છે-તેમણે આ પુસ્તકની અગાઉથી ૫૦૦ નકલો ખરીદી ઉત્તેજન આપ્યું છે તે માટે અમે તેમના આભારી છીએ. આ ઉપરાંત કચ્છ અંજારના વતની શાહ દેવસિંહ કાનજીભાઈ, જેમણે પણ ૫૦૦ નકલો ખરીદી છે તેમનો તથા કચ્છ-બેરાજાના શાહ ઠાકરશી માલજી મોના, કચ્છ માનકુવાના મહેતા હીરાચંદ હંસરાજના સુપુત્રો, કચ્છ રામપરના મહેતા ધારશી-ભાઈ હીરાચંદના સુપુત્રો તથા અન્યાન્ય સદ્‌ગૃહસ્થોએ સારી સંખ્યામાં ગ્રાહક બની આ પુસ્તકનાં પ્રકાશનકાર્યમાં સુંદર સહકાર આપ્યો છે તે સૌનો હું અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

કલ્પધરઃ પર્યુષણ, ૧૯૯૫<br>પંચભાઈની પોળ, અમદાવાદ.

લી. સંઘસેવક<br>જીવણલાલ છગનલાલ સંઘવી

# સંવાદોની અનુક્રમણિકા

ॐ પાર્શ્વ !

# શ્રી જૈન-સંવાદ-રત્નમાળા.

## મંગલાચરણ.

### ચતુર્વિંશતિ જિન સ્તુતિરૂપ ચોઢાળીયું.

#### દોહરા-

ભો ભવ્યો! શુદ્ધ ભાવથી, આરાધો જિનરાજ;
અશરણ શરણને સેવતાં, સીઝે સઘળાં કાજ. ૧
જગ-ચિંતામણિ જગગુરૂ, જગ હિતકારક નાથ;
અવિનાશી અતિશય નિધિ, તારણ શિવપુર સાથ. ૨
અજરામર અદ્ભૂત પ્રભુ, નયનાનંદન દેવ;
સકળ સુરાસુર જેહની, સારે અહોનિશ સેવ. ૩
બોધિબીજ નિમી સમો, દાતા દેવ દયાળ;
ભક્તિ ભર ભાવે સ્તવું, કરકજ જોડી ભાલ. ૪

---

## ઢાળ પહેલી.

[કાનજી ચાખડીયેથી ચડીને પડયા તો ભલે પડયારે લોલ.-એ દેશી.]

પ્રભુજી! આદિ જિનેશ્વર! નાભિનરેશ્વર નંદનારે લોલ,
મુજરો માનજો મહારાજ!
રૂષભ જિણંદા કર્મ નિકંદા લેજો વંદનારે લોલ. મુ૦ ૧
બીજા અજિત જિનેશ્વર જગત પરમેશ્વર જાણીયેરે લોલ, મુ૦
ત્રિભુવન ત્રાતા જગત વિખ્યાતા દેવ વખાણીયેરે લોલ. મુ૦ ૨
સૂરત પ્યારી મોહનગારી સંભવ સ્વામીયારે લોલ, મુ૦
મોહને ટાળી કર્મ પ્રજાળી કેવળ પામીયારે લોલ. મુ૦ ૩

અભિનંદન ! અવધારો દેવ ! ઉગારો દાસનેરે લોલ, મુ૦
ભવબંધનથી છોડો ત્રોડો મોહના પાસનેરે લોલ. મુ૦ ૪
સુમતિ નગીના તુજ ગુણ લીના દેવી દેવતારે લોલ, મુ૦
ચોસઠ્ઠ ઈંદા હર ગોવિંદા ચરણાં સેવતારે લોલ. મુ૦ ૫
પદ્મ જિણંદા પય અરવિંદા અલિ ઇંદા વસેરે લોલ, મુ૦
નાથ ત્રિલોકી વદન વિલોકી તન મન ઉલ્લસેરે લોલ. મુ૦ ૬
પહેલી ઢાળે રંગ રસાળે જિન ગુણ ગાઈયારે લોલ, મુ૦
ઋષિ ખોડીદાસે અધિક ઉલ્લાસે ધીરથી ધ્યાઈયારે લોલ. મુ૦ ૭

---

## ઢાળ બીજી.

[જ્યારે જિનજી ચવીને આવ્યારે, ત્રિશલા કુંખે ઉપના–એ દેશી]

સુપારસ સપ્તમ દેવારે, પ્રાણેશ્વર ! મુજ પ્યારા છો;
સુખદાયક તુમચી સેવારે, પ્રાણેશ્વર ! મુજ પ્યારા છો.
તુમે રંકને રાય બનાવોરે, પ્રા૦ નવી થાય તુમારો દાવોરે. પ્રા૦૧
શુભ ચંદ પ્રભુ મુખ ચંદોરે, પ્રા૦ શીતળ જ્યું અમૃત કંદોરે;પ્રા૦
લોચન કરૂણાએ ભરીયારે, પ્રા૦ પ્રભુ ઉપશમ રસના દરિયારે.પ્રા૦૨
સુવિધિ જિન સુબુદ્ધિ દાતારે, પ્રા૦ શરણાગતને દીયો સાતારે;પ્રા૦
પ્રભુ મહેર નજર ફરમાવોરે, પ્રા૦ મુજ મન મંદિરે આવોરે.પ્રા૦૩
શીતળ જિન સાતાકારીરે, પ્રા૦ તમે તાર્યા બહુ નર નારીરે; પ્રા૦
પ્રભુ સુરતરૂ શીતળ છાયારે, પ્રા૦ ખટકાયાને સુખદાયારે. પ્રા૦૪
ઇગ્યારમા અંસ કહીજેરે, પ્રા૦ પ્રભુ ! દાસને દરિસણ દીજેરે; પ્રા૦
કિંકર પર કરૂણા કીજેરે, પ્રા૦ હવે હું નહિ વળગું બીજેરે. પ્રા૦૫
દ્વાદશમા દેવના દેવારે, પ્રા૦ કરૂં વાસુપૂજ્યની સેવારે; પ્રા૦
તનુ રક્ત વરણ શુભ શોભેરે, પ્રા૦ દેખીને દુર્જન ક્ષોભેરે. પ્રા૦૬

મને લાલ નિહાલ કરીજેરે, પ્રા૦ કરૂણાથી કારજ સીઝેરે; પ્રા૦
કહી બીજી ઢાળ રસાળીરે, પ્રા૦ ખોડીદાસને મંગળ માળીરે.પ્રા૦૭

---

## ઢાળ ત્રીજી.

[ આવોને નંદલાલ રમવા આવોનેરે—એ દેશી. ]

તેરમા વિમળનાથ ! સોભાગી, મોહ નિદ્રાથી મેં જોયારે જાગી;
પ્રીતિ પ્રભુ સંગ લાગી, દિલમાં આવોનેરે.
આવોને જિનરાજ !, દિલમાં આવોનેરે. ૧
અનંત ગુણાલય અનંત બિરાજે, ચૌદશ લોકને છોગલે છાજે;
જ્ઞાન ગગન માંહિં ગાજે, દિલમાં આવોનેરે. ૨
પંદરમા ધરમ પરમ હિતકારી, કુમતિ કુભારજા દૂર નિવારી;
જઈ વરીયા શિવ નારી, દિલમાં આવોને રે. ૩
સોળમા શાંતિ જિણંદ છબીલા, આતમ ધ્યાનમાં લીન રંગીલા;
અનુભવ જ્ઞાન અરવીલા, દિલમાં આવોને રે. ૪
કુંથુ જિનેશ્વર જ્ઞાન ત્રિકાળી, પ્રભુ નામે નિત્ય મંગળમાળી;
દિન દિન પર્વ દીવાળી, દિલમાં આવોને રે. ૫
અધમ ઉદ્ધારણ શ્રી અરનાથ, દુર્ગતિ પડતાં રાખે ગ્રહી હાથ;
સદ્ગુણ સ્વામીનો સાથ, દિલમાં આવોને રે. ૬
ત્રીજી ઢાળ કહી સુખકારી, સાંભળી ચિત્ત ધરો નરનારી;
ઋષિ ખોડીદાસને પ્યારી, દિલમાં આવોને રે. ૭

---

## ઢાળ ચોથી

( પધારો પીયર ભણી. એ દેશી. )

મ્હારા મનના મોહન મલ્લિનાથજી !, તનુ નીલ વરણુ સુકુમાળ;
વચન છે રસાળ, સુગુણુ જિન સાહેબા. ૧

મુનિ સુવ્રત સ્વામી મુનિ તણા, પ્રભુ વીશમા જગત વિખ્યાત;
ભજું દિન રાત, સુગુણુ જિન સાહેબા. ૨

નમિનાથ નમું એકવીશમા, કર જોડી કરૂં અરદાસ;
છોડો ભવ પાસ, સુગુણુ જિન સાહેબા. ૩

નેમનાથ નંદન હરિવંશના, જેણે પરહરી રાજુલ નાર;
જાણે સહુ સંસાર, સુગુણુ જિન સાહેબા. ૪

પારસનાથ પારસમણિ સારીખા, અશ્વસેન રાજા કુળચંદ;
આરાધે આનંદ, સુગુણુ જિન સાહેબા. ૫

જિનશાસનપતિ શ્રીમહાવીરજી, પ્રભુ ચોવીશમા અરિહંત;
ગુણે છે અનંત, સુગુણુ જિન સાહેબા. ૬

ચોથી ઢાળ રસાળ રાગે કરી, કર જોડી કહે ખોડીદાસ;
પૂરો મુજ આશ, સુગુણુ જિન સાહેબા. ૭

---

### કળશ :-

થાન વાસે મન ઉલ્લાસે ઓગણીશે અષ્ટાદશે,
ચંદ્ર વારે શુકલ પક્ષે ગાઈયા ગુણ તેરસે;
પુંજાજી સ્વામી પુંજ ગુણના શિષ્ય વૃદ્ધ મુનિ તણે,
પંગુ મુનિયે સ્તવી જિનવર,લહ્યો આનંદ અતિ મને. ૧

ॐ શ્રી વીર !

# ૧-વિનય વિષે સંવાદ

પ્રશ્ન:—તમે કયો ધર્મ પાળો છો ?

ઉત્તર:—જૈનધર્મ.

પ્ર૦:—જૈનધર્મનું મૂળ શું છે ?

ઉ૦:—વિનય.

પ્ર૦:—વિનય એટલે શું ?

ઉ૦:—વિશેષે નમ્રતાવાળા થવું તે.

પ્ર૦—નમ્રતા કોનામાં હોય ?

ઉ૦—જેને ધનનો મદ ન હોય, જ્ઞાનનો ગર્વ ન હોય, જુવાનીનો જુસ્સો ન હોય, વાડા, ગચ્છ, સંઘાડાની મમતા ન હોય અને ક્રિયાકાંડનો ડોળ જે ન કરતા હોય, પરંતુ જે સરળ-સ્વભાવી અને સહનશીલતાવાળો હોય તે નમ્રતા રાખી શકે.

પ્ર૦—વિનયનો વિશેષ અર્થ શ્યો છે ?

ઉ૦—વિનય એટલે સવારમાં વ્હેલા ઉઠીને માતા, પિતા, તથા વડિલોને પગે લાગવું. ગુરૂ-દેવના દર્શન કરવાં. તેઓ બોલાવે એટલે જીકારાથી ઉત્તર વાળવો. તેઓ કંઇ પૂછે તેનો નરમાશથી જવાબ આપવો. તેમના સામા ન થવું. કોઈને ગાળ ન આપવી. કોઈની સાથે લડવું નહિ. આપણે ઘેર કોઇ સારો માણસ આવે તેને ' આવો પધારો ' કહી આદર સત્કાર આપી તેની બનતી સેવા બજાવવી, સન્માન આપવું અને હમેશાં ધર્મગુરૂ કે વિદ્યાગુરૂ પાસે નમ્રતાથી જ્ઞાન મેળવવું.

પ્ર૦—વિનય કેટલા પ્રકારે કરી શકાય ?

ઉ૦—મનથી, વચનથી અને કાયાથી.

પ્ર૦—મનથી વિનય કેમ બને ?

ઉ૦—માતા, પિતા, વડિલો, ધર્મ ગુરૂ (તે ગમે તે ગચ્છના હોય), વિદ્યાગુરૂ અને ન્હાના મ્હોટા દરેક જીવો (તેમને પોતાના આત્મા સમાન ગણી) ઉપર પ્રેમ રાખવો તે.

પ્ર૦—વચનથી વિનય કેમ કરી શકાય ?

ઉ૦—દરેકની સાથે નરમાશથી, ધીમે સાદે અને કપટ રહિત બોલવું–વાતચીત કરવી તે.

પ્ર૦—કાયાથી વિનય કેમ કરવો ?

ઉ૦—માતા, પિતા તથા ગુરૂ વિગેરેની સામે મર્યાદાથી બેસવું. પગ ઉપર પગ ચડાવીને ન બેસવું. કામ કસીને ન બેસવું. ઉંચે આસને ન બેસવું. વડિલો કોઈની સાથે વાત કરતા હોય તો તેમના વચ્ચે પૂછયા કે બોલાવ્યા વગર બોલવું નહિ. તેમની સેવા ભક્તિ કરવી. કોઈ પણ જીવને મારવો નહિ. દીન–દુઃખી વિગેરેને અન્ન, પાણી, કપડાં, દવા, વિગેરે આપીને કે અપાવીને મદદ કરવી અને ઉપકારના કામમાં કોઇ જાતના સ્વાર્થ વગર–ઉદાર વૃત્તિથી તત્પર રહેવું.

પ્ર૦—આવો વિનય કરવાથી શ્યો લાભ થાય ?

ઉ૦—વિનય કરવાથી વિદ્યા આવડે. સહુને વ્હાલા લાગીએ. દરેક ધારેલું કામ તરત પાર પડે. વિનયથી બીજા પણ અનેક સદ્ગુણો પ્રગટે અને છેવટ સદ્ગતિ મળે.

પ્રશ્નકર્ત્તા૦—વાહ ! વાહ !!....વિનયનું વર્ણન બહુ સારૂં કર્યું. આપણે પણ આવા વિનયવાન્ બનવાની જરૂર છે.

જય જિનેંદ્ર !!! ૐ શાંતિ ! શાંતિ !! શાંતિ !!!

卐

# ૨–સહનશીલતા વિષે સંવાદ

પ્ર૦—આજે પર્વનો દિવસ છે, છતાં સારાં લૂગડાં પ્હેરીને કેમ કંઈ રમત ગમત કરતા નથી?

ઉ૦—પિતાજી નરમ સ્વભાવના અને મા ઓરમાન છે એટલે સારૂં પહેરવું અને રમત ગમત કરવી કેમ બને? ઘરનાં કામ–કાજમાંથી નવરાશ પણ નથી મળતી.

પ્ર૦—અરે! આવા નમાલા થઈએ તો કેમ ચાલે? મા બાપ હોય કે બીજા કોઈ હોય તો પણ શું? આપણી ઈચ્છા પૂરી ન થાય કે 'હા' ની 'ના' થાય તો કરીએ ધાંધલ, સમજ્યા કે?

ઉ૦—અરે! એ શું બોલ્યા? એ તે કંઈ સારા માણસનું કામ છે? એવું ધાંધલ કરવાથી લાજ કોની જાય? એથી તો ઉલટા આપણે જ નઠારા ગણાઈએ.

પ્ર૦—ત્યારે શું કરવું?

ઉ૦—માવિત્રો જે કંઇ કહે તે આપણા ભલા માટે જ કહે છે, એમ સમજીને સહન કરવું એમાં જ આપણી શોભા છે. અને એ જ આપણી ફરજ છે.

પ્ર૦—ત્યારે શું તેઓ ગાળો આપે, મારે કે ખાવાનું ન આપે તો પણ સહન કરી લેવું?

ઉ૦—હાસ્તો, એમાં શું? જુઓ, સોનું તાપ સહન કરે છે તો તેની કિંમત અને શોભા વધે છે. તથા સ્ત્રી પુરૂષો તેનાં ઘરેણાં કરાવી કાને કોટે પ્હેરે છે. તેવીજ રીતે માણસ જો સહનશીલતા રાખે છે તો તેની પણ કિંમત અને શોભા વધે છે.

પ્ર૦—ધાંધલ કે ક્રોધ કરીને આપણી ઈચ્છાઓ પૂરી પાડીયે તેમાં આપણને શું નુકશાન થાય ?

ઉ૦—નુકશાન તો ઘણુંએ થાય:-ક્રોધ કરનાર માણસને કોઈ પણ વ્હાય નહિ. મિત્રાઇ ટકે નહિ-મિત્ર તે શત્રુ બની જાય. ઈચ્છાઓ પૂરી ન થાય તો મનમાં પચ્યા કરે. શરીર શોષાય. કર્મ બંધન થાય. અને માર-ફાડ-કજીયો-કલેશ-કુસંપ તથા વેર-ઝેર વધે. વિગેરે. આ શું થોડી નુકશાની ગણાય ?

પ્ર૦—સહનશીલતા રાખવાથી આપણને નમાલા ગણીને બધા સંતાપે અને કંઈ પણ ધાર્યું ન જ બને, તો એ કેમ પરવડે ?

ઉ૦—આપણા ભાગ્યમાં સુખ લખ્યું ન હોય તો ક્રોધ કરવાથી શું સુખ મળે ખરૂં ? કદી નહિ. માટે જો કે આપણને આ ભવમાં દુઃખ પણ થાય, સહનશીલતા રાખવી કઠીન પણ જણાય, છતાં પણ છતી શક્તિએ સહનશીલતા રાખવાથી પર ભવમાં લીલા લ્હેર થાય; તેમજ આ ભવમાં પણ વિવેકી-સજ્જન પુરૂષો પ્રશંસા કરે કે 'ધન્ય છે આ માણસને કે આટલું બધું સહન કરે છે' વિગેરે મહાન્ લાભ થાય.

પ્રશ્નકર્ત્તા૦—ત્યારે તો હવેથી હું પણ સહનશીલતા રાખવા માટે ઉદ્યમ કરીશ. ધન્ય છે તમને ! આવો ઉત્તમ સદ્બોધ આપી મ્હારા ઉપર મહાન્ ઉપકાર કર્યો છે, એ હું કદી પણ નહિ ભૂલું.

જય જિનેંદ્ર !!!

卐

# ૩-સત્ય વિષે સંવાદ

પ્ર૦—આ દુનિયામાં સુખ શાથી મળે છે ?

ઉ૦—સાચું બોલવાથી અને સત્ય રીતે વર્ત્તવાથી.

પ્ર૦—સાચું બોલવું એ શું કહેવાય ?

ઉ૦—સદાચાર.

પ્ર૦—સાચું કોણ બોલી શકે ?

ઉ૦—ક્ષમાવાન્ હોય, નિર્લોભી હોય, સંતોષી હોય, નિર્ભય હોય-નીડર હોય અને જે શાંત સ્વભાવી હોય તે સાચું બોલી શકે.

પ્ર૦—સત્ય બોલવાથી શ્યો લાભ થાય ?

ઉ૦—સત્યવાદી પુરૂષ કે સ્ત્રી હોય તેની દુનિયામાં યશ-કીર્તિ થાય છે. દરેક વિદ્યાઓ સિદ્ધ થાય છે. દેવો પ્રસન્ન થાય છે. સંપત્તિ-ધન પ્રાપ્ત થાય છે. દરેક સ્થળે આદર સત્કાર મળે છે. બધાને વિશ્વાસ પાત્ર બને છે. જંગલમાં પણ મંગળ થાય છે. અને દરેક પ્રકારનાં ક્રૂર પશુઓ, અગ્નિ તેમજ પાણી વિગેરેથી ઉત્પન્ન થતાં ભયો-ઉપદ્રવો શાંત થઈ જાય છે.

પ્ર૦—જો એમ હોય તો હરિશ્ચંદ્ર જેવા સત્યવાદી રાજાને રાજ્ય છોડવું પડ્યું, સ્ત્રી પુત્ર વિગેરે કુટુંબીઓનો વિયોગ થયો અને પારકી ગુલામી કરવી પડી તેનું શું કારણ ?

ઉ૦—પ્રથમ તે સત્યની કસોટી થાય છે, કષ્ટ-દુઃખ સહન કરવું પડે છે; પરંતુ જો તે વખતે બરાબર ધીરજ રાખીને ટેક ન મૂકાય તો છેવટે અત્યંત સુખ પ્રાપ્ત થાય

છે. જો હરિશ્ચંદ્ર રાજા પોતાની સત્યની ટેકમાં દુઃખ પડવા છતાં પણ ચલાયમાન ન થયા તો અંતે સુખી થયા.

પ્ર૦—હરિશ્ચંદ્ર રાજાએ તે કષ્ટના વખતે ખેદ કર્યો હતો કે કેમ ?

ઉ૦—જે માણસ સત્યનું સ્વરૂપ યથાર્થ સમજતો હોય તે ગમે તેવા દુઃખમાં પણ ખેદ કરતો નથી, પરંતુ અશુભ કર્મના ઉદયથી આવી પડેલાં દુઃખને સમભાવે સહન કરે છે, માટે તે સુખજ ગણાય.

પ્ર૦—વળી સાચું બોલવાથી બીજો શ્યો લાભ થાય ?

ઉ૦—ગમે તેવો દુર્ગુણી–સાતે વ્યસનનો સેવનારો માણસ પણ સાચું બોલવાની ટેક રાખે તો તેના દુર્ગુણો ચાલ્યા જાય અને તે સદ્ગુણી તેમજ સુખી થાય. માટે સુખ ઈચ્છનાર માણસે મહાપુરૂષોએ આચરેલા આ સત્યના માર્ગે ચાલવું, સાચું બોલવું, જરૂર પૂરતું બોલવું, દરેક જીવોને હિતકારક બોલવું અને વિચારીને બોલવું.

પ્ર૦—આવું સત્યનું સ્વરૂપ તમને કોણે સમજાવ્યું ?

ઉ૦—ગુરૂ મહારાજે.

પ્રશ્નકર્ત્તા:—હવેથી એ સત્યના માર્ગે ચાલવા હું પ્રયાસ કરીશ.

જય જિનેંદ્ર ! જય જિનેંદ્ર !!

卐

# ૪-શિયળ વિષે સંવાદ

પ્ર૦—કહો, ભગવાન્ કયાં વસે છે અને તે કોણ થઈ શકે?

ઉ૦—લોકને છેડે, આઠે કર્મોનો નાશ કરી સર્વ કાર્યોની સિદ્ધિ કરી બિરાજમાન થયેલા સિદ્ધ ભગવંતો અને આત્મિક ગુણોનો ઘાત કરનારાં ચાર ઘાતિ-કર્મોનો નાશ કરી કેવળજ્ઞાન અને કેવળ દર્શન પામેલા અરિહંત ભગવંતો પાંચ મહાવિદેહક્ષેત્રોમાં બિરાજે છે. એ ભગવંતો વિદ્યમાન હોય છે.

પ્ર૦—આપણા ભરત ક્ષેત્રમાં હાલ કોઇ ભગવાન્ હોય કે નહિ?

ઉ૦—ઉપર બતાવેલા ભગવંતો તો આ કાળમાં અહિં ન હોય. પ્રભુ મહાવીરે બ્રહ્મચારીને પણ ભગવાન્ સમાન કહ્યા છે. જુઓ,

**દોહરો:**—નિરખીને નવ યૌવના, લેશ ન વિષય નિદાન;
ગણે કાષ્ટની પુતળી, તે ભગવાન સમાન. ૧

માટે એવા બ્રહ્મચારી ભગવાન્ હોઇ શકે.

પ્ર૦—એ બ્રહ્મચર્ય કેટલા પ્રકારનું છે અને તે કોણ પાળી શકે?

ઉ૦—બ્રહ્મચર્ય-શિયળ બે પ્રકારનું છે:-એક સર્વથા એટલે જીંદગી પર્યંત શિયળ પાળવું તે બ્રહ્મચર્ય. અને દેશથકી એટલે પુરૂષ પોતાની સ્ત્રીમાં તથા સ્ત્રી પોતાના પતિમાં સંતોષ રાખે તે શિયળ કહેવાય. પ્રથમ પ્રકાર પ્રાયઃ ત્યાગી મુનિયો અને બીજો પ્રકાર ગૃહસ્થાશ્રમી શ્રાવકો પાળી શકે.

પ્ર૦—શ્રાવકો કેવી રીતે શિયળ પાળે ?

ઉ૦—પુરૂષ, પરસ્ત્રીને પુત્રી, બ્હેન કે માતા સમાન જાણે અને સ્ત્રી, પરપુરૂષને પુત્ર, ભાઈ કે પિતા સમાન ગણે. પરસ્ત્રી કે પરપુરૂષ સાથે ગમન કરવું-મૈથુન સેવવું તો દૂર રહ્યું, પરંતુ તેને વિકારી નજરથી જોવું કે મનથી પણ ઈચ્છા કરવી તે પણ શિયળનો ભંગ ગણાય. પોતાની સ્ત્રી કે પોતાના પતિમાં પણ નિયમિત રહી જેમ બને તેમ વિશેષ બ્રહ્મચર્ય પાળે પરંતુ શ્વાનવૃત્તિ ન રાખે.

પ્ર૦—આવા શિયળવ્રતધારી પુરૂષને શ્યો લાભ થાય ?

ઉ૦—બ્રહ્મચારી સ્ત્રી કે પુરૂષના શરીરમાં બળ, કાન્તિ અને ઉત્સાહ વધે છે. કર્મોનો નાશ થાય છે. દુનિયામાં યશ કીર્તિ ફેલાય છે. દેવો પણ કષ્ટમાં સ્હાય કરે છે. ધારેલું કામ પાર પડે છે. જંગલમાં પણ મંગળ થાય છે. બધાને શિયળવાન્ વિશ્વાસપાત્ર બને છે. હાથી, સિંહ અને વાઘ જેવાં ક્રૂર પશુઓ પણ બકરી જેવાં થઈ જાય છે. સર્પ ફૂલની માળા સરખો થાય છે. અગ્નિ શીતળ પાણી સરખો બની જાય છે. અને દરેક પ્રકારનાં વિઘ્નો ટળી જતાં સુખ સાંપડે છે.

પ્ર૦—એવું શિયળવ્રત કોણે પાળ્યું

ઉ૦—સોળ સતીયો, વિજય શેઠ અને વિજયા શેઠાણી, જંબૂસ્વામી, સુદર્શન શેઠ, અને સ્થૂળભદ્ર મુનિ વગેરે આત્માઓએ આવું બ્રહ્મચર્ય કે શિયળવ્રત પાળ્યું છે. અને જેઓ કસોટીમાંથી બરાબર પસાર થઈ ઇચ્છિત સુખ પામ્યાં.

પ્ર૦—આવું બ્રહ્મચર્ય સ્વરૂપ કયાંથી જાણ્યું ?

ઉ૦—ગુરૂ મહારાજ પાસેથી.

પ્રશ્નકર્ત્તા:—બહુ સારૂં, આવું શિયળ તો દરેકે યથા-શક્તિ પાળવું જોઈએ. હું પણ તેવું શિયળ પાળવા કાળજી રાખીશ.

જય જિનેંદ્ર : ૐ શાંતિ !!!

卐

# ૫-પતિવ્રત વિષે સંવાદ

પ્ર૦—બધાં વ્રતોમાં મ્હોટું વ્રત કયું છે ?

ઉ૦—શિયળવ્રત મ્હોટું છે.

પ્ર૦—શિયળવ્રત અને બ્રહ્મચર્યવ્રતમાં શો ફેર છે ?

ઉ૦—પોતાના પતિ સિવાય સ્ત્રીએ પરપુરૂષને ન ઇચ્છવો તથા પોતાની સ્ત્રી સિવાય પુરૂષે પરસ્ત્રીને ન ઇચ્છવી તે શિયળવ્રત; અને જીંદગી પર્યંત સ્ત્રીએ પુરૂષને ન ઇચ્છવો તથા પુરૂષે સ્ત્રીની સર્વથા ઈચ્છા ન કરવી તે બ્રહ્મચર્યવ્રત કહેવાય.

પ્ર૦—ત્યારે શિયળવ્રત પાળનાર સ્ત્રી કેવી કહેવાય ?

ઉ૦—પતિવ્રતા કહેવાય.

પ્ર૦—એવી પતિવ્રતા સ્ત્રી બીજા કયા નામથી ઓળખાય?

ઉ૦—અર્ધાંગના તરીકે ઓળખાય.

પ્ર૦—અર્ધાંગના એટલે શું ?

ઉ૦—પતિના અડધા અંગની ભાગીદાર. અર્થાત્ પતિના

સુખે સુખી, પતિના દુઃખે દુઃખી. દુઃખમાં પતિને દિલાસો કે હિંમત આપે. જ્યારે આબરૂ જવાનો વખત આવે ત્યારે પોતાનાં અંગનાં કિંમતી ઘરેણાં પતિને આપીને સ્હાયતા કરે. પોતાના કોઈ પણ સ્વાર્થ માટે પતિનું દિલ દુખાવે નહિ. અને ઘર કે પતિની આબરૂ વધારે તે અર્ધાંગના. અને તેજ પતિવ્રતા કહેવાય.

પ્ર૦—પતિવ્રતા સ્ત્રીનું વર્તન કેવું હોય?

ઉ૦—સવારમાં વ્હેલી ઉઠે. પ્રભુસ્મરણ કરે. પતિને તથા વડિલોને પગે લાગે. ભોજન બનાવી બધાને જમાડીને પછી પોતે જમે. લૂગડાં-ઘરેણાં વિગેરે સારાં સારાં પ્હેરી શરીરને શણુગારીને રાજી ન થાય, પરંતુ સાદાં અને મર્યાદિત વસ્ત્રો પહેરવાની સાથે શિયળવ્રત અખંડ પાળીને શરીર તથા આત્માને શોભાવે. પતિનો ધર્મ પાળે. પરપુરૂષ સાથે વિશેષ પરિચય (એકાંતમાં કે ખુલ્લી રીતે) ન રાખે. ઘરનાં કામકાજથી પરવારે એટલે સત્ય, શિયળ, નીતિ અને ધર્મ સંબંધી પુસ્તકોનું વાંચન કરે. મોઢામાંથી અપશબ્દ ન બોલે. પોતાનાં બાળકોમાં સારા નીતિ અને ધર્મના સંસ્કારો રેડે. અને પતિની ગેરહાજરીમાં શણુગારો સજ્જે નહિ—સાદાઈથી વર્તે.

પ્ર૦—કદાચ પતિ આંધળો, લુલો, લંગડો, બ્હેરો, અક્કલ વગરનો કે પરસ્ત્રી—લંપટ હોયતો પતિવ્રતા સ્ત્રી શું કરે?

ઉ૦—'ભાગ્યે મળ્યો તે ભગવાન્' પંચની શાખે પરણેલ એવા પતિને પણ સતી—પતિવ્રતા સ્ત્રી પરમેશ્વર સરખોજ માને અને ખરા દિલથી તેની સેવા બજાવે.

પ્ર૦—આવું પતિવ્રત પાળવાથી શ્યો લાભ થાય ?

ઉ૦—આ ભવમાં યશ:કીર્તિ થાય, સંકટ–દુઃખ દૂર નાશી જાય અને પરભવમાં સદ્ગતિ મળે વિગેરે.

પ્રશ્નકર્તા:—વાહ ! વાહ !!....પતિવ્રતનું સ્વરૂપ અચ્છું સમજાવ્યું. દરેક બ્હેનોને આવું પતિવ્રત પાળવાની ખાસ જરૂર છે.

ૐ શાંતિ ! જય જિનેંદ્ર !!!

卐

# ૬—દાન વિષે સંવાદ

પ્ર૦—જેમ સમુદ્રને તરવા માટે વ્હાણ કે સ્ટીમર સાધનરૂપ છે, તેમ સંસારરૂપ સમુદ્ર તરવાનું સાધન શું છે ?

ઉ૦—ધર્મથી સંસાર સમુદ્ર તરી શકાય.

પ્ર૦—ધર્મ એટલે શું ?

ઉ૦—નરક, તિર્યંચ વિગેરે દુર્ગતિમાં પડતા જીવોને ધરી રાખે–જવા ન આપે તે ધર્મ.

પ્ર૦—એ ધર્મના કેટલા પ્રકાર છે ?

ઉ૦—જો કે ધર્મના પ્રકાર તો અનેક છે, પરંતુ ટુંકામાં તેના ચાર પ્રકાર છે. તે દાન, શિયળ, તપ અને ભાવ.

પ્ર૦—દાન એટલે શું ?

ઉ૦—જેને જે જે બાબતની (વસ્તુની) જરૂરીયાત હોય તેને તે તે બાબત (વસ્તુ) પૂરી પાડવી તે.

પ્ર૦—દાન કેટલા પ્રકારનાં છે ?

ઉ૦—અભયદાન, સુપાત્રદાન, અનુકંપાદાન, ઉચિત દાન અને કીર્તિદાન. એ પાંચ પ્રકારનાં દાન છે.

પ્ર૦—અભયદાન કોને કહેવાય ?

ઉ૦—મરતા જીવોને બચાવવા–મરણની બીક મટાડવી તે

પ્ર૦—એવું અભયદાન કોણે આપ્યું ?

ઉ૦—શાંતિનાથ ભગવાનના જીવે મેઘરથના ભવમ પારેવાને સીંચાણા થકી મરતો બચાવ્યો હતો. મેઘકુમારના જીવે હાથીના ભવમાં સસલાને બચાવ્યો. અને ધર્મરૂચિ અણગાર મુનિયે અનેક જીવોના પ્રાણ બચાવવા માટે કડવા તુંબડાનું શાક પોતે આરોગ્યું. વિગેરે અનેક દાખલાઓ મોજુદ છે

પ્ર૦—સુપાત્રદાન એટલે શું ?

ઉ૦—ઉત્તમ સંયમધારી સાધુ–સાધ્વીયોને નિર્દોષ અન્ન, પાણી, વસ્ત્ર, પાત્ર, ઔષધ વિગેરે ચૌદ પ્રકારની વસ્તુઓ આપવી તે.

પ્ર૦—અનુકંપાદાન કેમ કરી શકાય ?

ઉ૦—ભૂખ, તૃષા, ઠંડી, રોગ વિગેરેથી પીડાતા જીવોને અન્ન, પાણી, કપડાં, જગ્યા, દવા વિગેરેની મદદ આપીને તે તે દુઃખ દૂર કરી સાતા ઉપજાવવાથી અનુકંપાદાન થાય.

પ્ર૦—ઉચિતદાનનો શ્યો અર્થ ?

ઉ૦—ધર્મકરણી કરવા માટે ધર્મ જગ્યાઓ, મુસાફરો માટે ધર્મશાળાઓ, પાણી માટે તળાવ–કુવા–વાવ વિગેરે કરાવવા તે.

પ્ર૦—કીર્તિદાન શી રીતે થાય ?

ઉ૦—વિવાહ, ઉજમણા વિગેરે પ્રસંગે મ્હોટી ધામધૂમ કરીને ખૂબ પૈસા વાપરવા. જે. પી. કે સરનાઈટ જેવા ઈલ્કાબો મેળવવા માટે સરકારને પૈસા આપવા. અને પોતાની નામના કે આબરૂ વધારવા માટે જ્યાં ત્યાં ધન વાપરવું તે બધું કીર્તિદાન કર્યું કહેવાય.

પ્ર૦—ત્યારે આપણે એ પાંચ પ્રકારનાં દાનમાંથી કેટલાં દાન કરવાં જોઈએ ?

ઉ૦—યશ-કીર્તિ કે નાક વધારવા માટેનાં દાન સિવાય દરેક દાનો કરવા યોગ્ય છે.

પ્ર૦—આવાં દાનો કરવાથી શો લાભ થાય ?

ઉ૦—કર્મ નિર્જરા અને પૌદ્ગલિક સુખોની પ્રાપ્તિ થાય.

પ્ર૦—ત્યારે શું કીર્તિ માટે કરાતું દાન ઉપયોગી નથી ?

ઉ૦—જો કે આપણે તો કીર્તિની ઈચ્છાથી દાન ન જ કરવું અને કીર્તિ માટે જ દાન કરવું વ્યાજબી પણ નથી, છતાં ઘણા લોકો યશ-કીર્તિ માટે પ્રથમનાં ચાર દાનમાં ઘણા દ્રવ્યનો વ્યય કરે છે અને તેથી ઘણા જીવોને વિવિધ પ્રકારના લાભ થતા હોવાથી તે પણ તદ્દન નિષેધવા યોગ્ય તો નથી જ, ઉપયોગી પણ છે, માટે તે દાનમાં ગણાય છે.

પ્રશ્ન કર્તા:—દાનનું સ્વરૂપ બહુ સારૂં સમજાવ્યું. આપણે પણ કીર્તિની ઈચ્છા વગર એ ચાર પ્રકારનાં દાન તો અવશ્ય કરવાં જ જોઈએ. જય જિનેંદ્ર ! ! !

卐

# ૭—દયા વિષે સંવાદ

પ્ર૦—કેમ....નીચે નજર રાખીને ચાલો છો ?

ઉ૦—નીચે જોઇને ચાલવામાં તો ઘણા ફાયદા થાય છે.

પ્ર૦—એવા તે કેવા ફાયદા થાય છે ?

ઉ૦—સાંભળો:- દોહરો:—

નીચું જોઈ ચાલતાં, ત્રણ ગુણ મ્હોટા થાય,
દયા પળે કાંટો ટળે, પગ પણ નવિ ખરડાય. ૧

નીચે જોઇને ચાલવામાં જમીન ઉપર કોઈ જીવ જંતુ પડેલ હોય તો તેને બચાવી શકાય. કાંટા કાંકરાથી પગને થતી પીડા ટાળી શકાય. અને છાણ, વિષ્ટા કે ખરાબાથી બગડતા પગને સ્વચ્છ રાખી શકાય. આ અને એવા બીજા પણ અનેક ફાયદા થાય છે.

પ્ર૦—નીચે નજર રાખી ચાલતાં કોઈ માણુસ, પશુ કે થાંભલા પ્રમુખ સાથે અથડાઇયે તો કેવો ફાયદો થાય ?

ઉ૦—એટલું બધું પોતાના પગ ઉપર નજર કરીને નીચું જોવાનું ન હોય, પરંતુ આપણા પગથી એક વામ જમીન સુધી નજર પડે તેટલું નીચું જોઇને ચાલવું કે જેથી નીચે બરાબર જોઈ શકાય અને સામે રહેલ પદાર્થ પણ નજરે પડે.

પ્ર૦—દયા એટલે શું ?

ઉ૦—કોઇ પણ જીવની જરા પણ હિંસા ન થવા દેવી તે.

પ્ર૦—હિંસા શી રીતે થાય ?

ઉ૦—મનથી, વચનથી અને કાયાથી એમ ત્રણ પ્રકારે હિંસા થાય.

પ્ર૦—કાયાથી હિંસા કેમ થાય ?

ઉ૦—કોઇ પણ જીવને ક્રોધથી કે રમત ગમતથી ઠાર મારી નાંખવો, ચપળતાથી રસ્તે ચાલતાં કોઈ બાળક–બાળિકાને ટાપકી મારતા જવું, કુતરાં કે બીજાં જાનવરોને કારણે કે વગર કારણે લાકડીનો પ્રહાર કરવો, કમાડ ધમ્પછાડ કરી ઉઘાડવાં કે ઢાંકવાં, કોઈ પણ વસ્તુ હણુમાર કરીને લેવી કે મૂકવી. અને કોઈ પણ પ્રકારે કોઇપણ મરતા જીવને છતી શક્તિએ બચાવવાનો ઉદ્યમ ન કરવો તે કાયાથી હિંસા થઈ ગણાય.

પ્ર૦—વચનથી હિંસા કઇ રીતે થાય ?

ઉ૦—જેથી સાંભળનારને ગુસ્સો ઉપજે, દુઃખ થાય–લાગણી દુઃખાય કે આપઘાત કરવો પડે તેવાં વચનો બોલવાં, કોઈ દુષ્ટ કે દુશ્મન માણુસ મરી ગયો સાંભળીને 'ઠીક થયું' એમ બોલવું, આરંભ સમારંભનાં કામોમાં આદેશ કરવો, ગાળો આપવી–'મર મર' 'વાંઝણી' 'નખોદીયા' 'રોયા' 'પિટયા' વગેરે અપશબ્દો બોલવા અને કજીયા–કલેશ–કંકાશ કરવા, ઈત્યાદિક અનેક પ્રકારે વચનથી હિંસા થાય છે.

પ્ર૦—ત્યારે મનથી હિંસા કેમ થતી હશે ?

ઉ૦—કોઇપણ વિરોધી માણુસનું, ચોરનું, અત્યંત બૂરાંમાં બૂરાં કામ કરનારનું કે અનીતિ અન્યાય–જોર જુલ્મ કરનાર માણુસનું મરણ ચિંતવવું કે મરણ સાંભળીને ખુશી થવું, પોતે કોઈ આફતના પ્રસંગે આપઘાત કરવાનો વિચાર કરવો અને કોઇપણ જાતની અતિ ચિંતા કરવી, વિગેરે મનથી થતી ( પોતાની કે બીજાની ) હિંસા જાણુવી.

પ્ર૦—બીજી કઈ રીતે હિંસા થાય છે ?

ઉ૦—નાવામાં કે ધોવામાં વિશેષ જરૂરીયાત ઉપરાંત પાણી ઢાળવાથી–કીચડ કરવાથી, આગ લગાડવાથી,લીલાં ઝાડ-વનસ્પતિનું વગર કારણે છેદન ભેદન કરવાથી, બળદ–ઉંટ વિગેરે પ્રાણિઓ ઉપર અતિ ભાર ભરવાથી, વિવાહ કે સંઘના પ્રસંગે બળદો વિગેરેને દોડાવવાથી કે આર–ચાબૂક–પરાણા પ્રમુખ મારવાથી, ભર ઉનાળામાં બપોરે જાન જોડવાથી ( કે જેથી બળદ વિગેરે પ્રાણિઓ આકુળ–વ્યાકુળ થઈ જાય ), મનુષ્ય કે જાનવરોને ખાવા પીવાનું ન આપવાથી, અથવા ઓછું આપવાથી, જાનવરોને લોભવૃત્તિને લઈને પાંગળાપોળ (પાંજરાપોળ)માં મોકલવાથી, તેમાં રહેલાં ઢોર વિગેરે પ્રાણિઓની સાર સંભાળ–માવજત ન રાખવાથી અને ધર્મ નિમિત્તે ફળ–ફૂલ તોડવાં કે ધૂપદીપ કરવાં વિગેરે કાર્યોથી પણ મહાન્ જીવહિંસા થાય છે.

પ્ર૦—સંસારમાં રહેલા ગૃહસ્થાશ્રમીઓથી એવી હિંસા કેમ ટળી શકે અને એટલી બધી દયા શી રીતે પળી શકે ?

ઉ૦—ગૃહસ્થ એ મનુષ્ય ખરો કે નહિ ? જો મનુષ્ય છે તો મનુષ્ય માત્રની દયા પાળવાની ખાસ ફરજ છે. કારણકે જીવવું એ દરેક પ્રાણિને વ્હાલું છે. જેવો આપણો આત્મા છે તેવા ન્હાના મ્હોટા દરેક જીવોના આત્મા છે. બધાને સુખ ગમે છે. માટે જે કામ કર્યા વગર ચાલી શકે તેમ હોય તો વગર કારણે જીવહિંસા થાય તેવાં કામો મનુષ્ય માત્રે મોજશોખ નિમિત્તે ન જ કરવાં જોઈએ. અને એવી દયા પાળે તે જ ખરો મનુષ્ય, વિવેકી કે ધર્મી પણ કહી શકાય.

પ્ર૦—સાધુપુરૂષોનાં દર્શન કરવા સંઘ કહાડીને કે તીર્થયાત્રા જવા માટે ગાડાંમાં બેસીને જાય, બળદો પ્રમુખને દોડાવે કે મારે નહિ તો શી હિંસા થાય?

ઉ૦—ગાડાંમાં બેસીને જાય તેથી હિંસા તો થાય જ, છતાં આરંભ સમારંભમાં રહેલા ગૃહસ્થો કદાચ તે સંસાર-વ્યવહારના કારણે ન ટાળી શકે, પરંતુ ધર્મ નિમિત્તે તો હિંસા થાય એ તો ન જ પરવડે.

પ્ર૦—ત્યારે શું દર્શન કરવા કે યાત્રા કરવા ન જવું?

ઉ૦—જવામાં બાધ નથી, પરંતુ દર્શન કે યાત્રાની દોડાદોડી કે ધમાલમાં ધર્મ નથી. જો શક્તિ અને અવકાશ હોય તથા યત્નાપૂર્વક પગે ચાલીને દર્શન કે યાત્રા કરી, આત્મામાં શાંતિ અને નિર્મળતા પ્રાપ્ત થાય તેમજ ત્યાગ અને વૈરાગ્યથી આત્મા રંગાય તો જ દર્શન કે યાત્રા સફળ અને ધર્મમય બની શકે.

પ્ર૦—દર્શન કે યાત્રા કરવાની તીવ્ર ભાવના હોય અને ચાલવાની શક્તિ ન હોય તો શું કરે?

ઉ૦—જોકે આત્મા સરળ હોય અને ઇન્દ્રિયો કે મનને વશ રાખી શકે, તેને તો ઘર બેઠે જ દર્શન કે યાત્રા ભાવ-નાથી જ થઈ જાય છે. છતાં ન જ રહી શકાય તો હિંસા તો થાય, છતાં ન છુટકે ગાડાં પ્રમુખ વાહનમાં બેસવું પડે એ જ એક અપવાદ ગણાય. પરંતુ તેવી રીતે દર્શન કે યાત્રા કર્યા પછી જો શાંતિ, જિતેંદ્રિયપણું, ત્યાગ કે વૈરાગ્ય ન આવે તો તે નિષ્ફળજ ગણાય. તો પછી છતી શક્તિએ ધર્મ નિમિત્તે બળદ વિગેરે પ્રાણિઓને દુઃખ થાય અને વાહનદ્વારા

જે બીજા જીવોની હિંસા થાય એ તો સફળ કેમ બને? એ તો ધર્મના નામે ધમાલ જ ગણાય. જીવન સુધર્યા વિનાના દર્શન કે યાત્રા શા કામનાં?

પ્રશ્નકર્ત્તા:—ખરેખર દયાનું આવું સ્વરૂપ તો કોઇ વિરલા જ સમજતા હશે. બાકી હમણાં તો ધર્મના નામે ધમાલ વિશેષ જોવામાં આવે છે. આવું દયાનું સ્વરૂપ જે સમજતો હોય તે માણસ હમેશાં ધર્મનાં કાર્યો કે સંસાર વ્યવહારનાં કાર્યો પણ વિવેકપૂર્વક કરે. બનતી કાળજી રાખી જીવોને દુઃખ ન થાય તેવી રીતે વર્ત્તે તેજ ખરો દયાળુ, તે જ ખરો માણસ અને તેજ ખરો ધર્માત્મા પણ કહી શકાય....આપની સાથે ચર્ચા કરતાં મને ઘણોજ લાભ મળ્યો અને આનંદ થયો. જયજિનેન્દ્ર!!!

卐

# ૮–સંપ વિષે સંવાદ

પ્ર૦—કેમ....આજે નમાલા અને ઉદાસી દેખાઓ છો?

ઉ૦—કંઇક ચિંતાના કારણે.

પ્ર૦—તમને દરેક જાતનું સુખ તો મળી ચૂક્યું છે; હવે વળી ચિંતા શેની?

ઉ૦—બીજી તો ચિંતા કંઈ પણ નથી, પરંતુ ઘરમાં કુસંપ જાગ્યો છે.

પ્ર૦—કુસંપ તે વળી કેમ જાગ્યો? શી ઉણપ છે?

ઉ૦—ઉણપ તો કંઈએ નથી, પરંતુ પિતાજીએ બે ભાઈના માટે સ્થાવર–જંગમ મિલ્કતની પંચની વચ્ચે સરખે

ભાગે વહેંચણી કરી પોતે ગુજરી ગયા. હવે મ્હોટા ભાઈ ન્હાના ભાઈ પાસેથી વધારે હક્ક માંગે છે.

પ્ર૦—તેમાં તમે શા માટે ચિંતા કરો છો? એ બે ભાઈ પોતે સમજી લેશે.

ઉ૦—ચિંતા કેમ ન થાય? ન્હાના ભાઈએ પંચને બોલાવીને સમાધાની કરવા ઘણુંએ સમજાવ્યું, છતાં મ્હોટા ભાઈએ સેતાને ચડી હજુર કોર્ટમાં ફરીયાદ કરી છે. ઘરમાં સાથે બેઠા હોઈએ તેમાં આવો ફજેતવાડો થાય એ કેમ જોઈ શકાય?

પ્ર૦—ફરીયાદ કરી છે તો ભલે કરી, કોર્ટ પોતે ફેંસલો આપી દેશે. એમાં હવે ચિંતા કર્યે શું વળવાનું છે?

ઉ૦—અરે! આજની કોર્ટો કેવી છે? ન્યાય ક્યાં રહ્યો છે? આયુષ્ય અને આટો હોય ત્યાંસુધી કદી ફેંસલો ન જ થાય. કાંતો આટો (ધન) ખૂટે તો જ ફેંસલો થાય એ સિવાય છૂટકો ન જ થાય.

પ્ર૦—ત્યારે લડવા દો, બીજું શું થાય?

ઉ૦—'પાડા વઢે ને ઝાડનો ખો' એ ન્યાયે એ બે તો લડશે, પરંતુ ઘર ગધેડે ચડશે. વૈરની પરંપરા વધશે. દુનિયામાં આબરૂના કાંકરા થઈ જશે. અને અંતે દુર્ગતિના ખાડા પૂરાશે. કહો, આવી દશામાં ચિંતા કેમ ન થાય?

પ્ર૦—દુનિયામાં જ્યાં જોશો ત્યાં આવા રગડા ઝગડા તો ઠેર ઠેર લાગ્યાજ પડયા છે. કોણ જાણે પરભવમાં માથે પોટલા બાંધીને શું ઉપાડી જવાનું છે? અને આટલી બધી મમત માણસો શા માટે કરતા હશે? તે કંઈ સમજાતું નથી.

ઉ૦—જ્યાં અજ્ઞાનતા હોય ત્યાં આવી મમત હોય. અને જ્યાં પોતાની જ વાત રાખવાની મમત છે ત્યાં ધણી–ધણીયાણીમાં કલેશ થાય છે. ભાઈ ભાઈ સાથે લડે છે. ધનવાન્ ધનવાન્‌ની સામે થાય છે. ગામધણી કે દેશધણી તે (જેના પ્રતાપે મોજ કરે છે, તેવી) પોતાની જ પ્રજાને–વસ્તીને કનડે છે. એક ધર્મવાળા બીજા ધર્મવાળા સાથે અને એકજ ધર્મવાળા પોત પોતામાં મારામારી કરી રહ્યા છે.

પ્ર૦—કળિકાળના પ્રતાપે આવા ઝગડા હાલમાં જો કે વધારે પ્રમાણમાં દેખાય છે, પરંતુ પૂર્વકાળમાં પણ આવા અનેક ઝગડા જૂદા જૂદા પ્રસંગોને લઈને થયેલા છે એમ શાસ્ત્રો શાખ પૂરે છે. જ્યાં કર્મભૂમિપણું છે ત્યાં તો આવા કલેશો હોય જ, પરંતુ એના માટે નિરંતર નકામું લોહી બાળવા કરતાં હૈયું મજબૂત કરી આપણે હવે કયે રસ્તે ચાલવું ?

ઉ૦—આબરૂ જાળવવા માટે, ધનસંપત્તિની પ્રાપ્તિ માટે, કુટુંબ–નાતજાત કે નિરાધાર–દીન–દુઃખીનું રક્ષણ કરવા માટે, ધર્મની આરાધના કરવા માટે અને અંતે સદ્‌ગતિની પ્રાપ્તિ માટે આપણે તો બધા સાથે મર્યાદા જાળવી, પ્રેમથી વર્તી, સંપ વધારવો એજ કરવાનું છે.

પ્ર૦—સંપ કેમ જળવાય ?

ઉ૦—જેમ અગ્નિમાં ઈન્ધન–બળતણ નાંખવામાં ન આવે તો અગ્નિ પોતાની મેળે ઓલવાઈ જાય છે તેમ આપણે પણ આપણી વાત રાખવા મમત કરનાર સાથે મમત ન કરીએ, આમોશ ખાઈએ–નમી દઇએ, બે પૈસાનો ઘાસ સહન કરી

લઇએ, કોઇ સાથે ક્લેશ થાય તેવાં કામો ન કરીએ, અણુ-
હક્કની વસ્તુમાં તો નજર પણ ન રાખીએ અને હમેશાં
ન્હાના થઇને વર્તીએ તો સંપ જળવાઈ રહે.

પ્ર૦—આપણે દરેકની સાથે પ્રેમથી વર્ત્તીએ છતાં કોઈ
આપણાથી વિરોધ રાખી આપણું બૂરૂં કરવા ઇચ્છતો હોય તો
તેને આપણે શું કરવું?

ઉ૦—'પ્રેમ ત્યાં વૈરનો નાશ' એ સિદ્ધાન્ત પ્રમાણે
આખરે તેને નમવું જ પડે. અગર સામો માણસ આપણું
કંઈ પણ બૂરૂં કરે છતાં તેનો દોષ ન જોવો. કારણઃ–દરેક
જીવો કર્માધીન છે. કોઈ કોઈનું બૂરૂં કરી શકતો જ નથી.
આપણાં અશુભ કર્મનો ઉદય હોય ત્યારે જ બીજા તો માત્ર
નિમિત્ત કારણ બને છે. કોઇનામાં પારકું બૂરૂં કરવાની શક્તિ
હોય તો તે દુનિયામાં કોઈને રહેવા જ ન આપે. માટે એવે
વખતે પોતાનાં કર્મોનો વિચાર કરવો અને જેમ બને તેમ
વિશેષ પ્રમાણમાં ધર્મની જ આરાધના કરવી.

પ્રશ્નકર્ત્તાઃ—બહુ સારૂં,....હવેથી આપણે હમેશાં
દરેકની સાથે પ્રેમથી-સંપથી વર્ત્તવા કાળજી રાખવી અને
જીંદગી સુધારવી એ જરૂરનું છે. જયજિનેન્દ્ર.

卐

# ૯–નીતિ વિષે સંવાદ

પ્ર૦––ક્યાં ચાલ્યા ?

ઉ૦––બજારમાં ચીભડાં વેચાય છે તે લેવા જાઉં છું.

પ્ર૦––અત્યારે તો ચીભડાંની મોસમ છે. માણસોના વાડાઓમાં ઘણુંએ પડયાં છે. પૈસા ખરચવાની શી જરૂર છે ?

ઉ૦––લંકામાં સોનું ઘણુંએ પડયું હોય, પરંતુ તેમાં આપણું શું વળે ? આપણા પોતાના વાડામાં પોતે વાવેલાં હોય તો એજ આપણું કામનાં, નહિતર તો વેચાતાં લઇને જ ખવાય.

પ્ર૦––વાડાઓમાંથી એકાદ બે તોડી લઇએ તો કંઈ ત્રોટો આવે તેમ નથી. ધણીએ ક્યાં ગણી રાખ્યાં છે ? અને કોણ દેખે તેમ છે ? માટે ચાલો તોડી આવીએ.

ઉ૦––ધણીની રજા વગર કોઈ પણ કિંમતી કે તુચ્છ વસ્તુ લઈએ તે એક તો ચોરી ગણાય અને વળી તે અ-નીતિ કહેવાય. માટે આપણે તો અનીતિ છોડીને નીતિથી જ વર્ત્તવું જોઇએ.

પ્ર૦––અનીતિ કે નીતિ કોને કહેવાય ?

ઉ૦––આત્માને જે સુખના માર્ગે દોરે તે નીતિ અને એથી ઉલટી જે દુઃખમાં ધકેલે તે અનીતિ કહેવાય.

પ્ર૦––નીતિ અને અનીતિને કેમ ઓળખી શકાય ?

ઉ૦––ન્યાય પૂર્વક ધન મેળવવું તે નીતિ અને અન્યાયથી ધન મેળવવું તે અનીતિ.

પ્ર૦––આજના જમાનામાં નીતિથી ધંધો કરે તો તો ભૂખે મરે. માટે ઓછું આપે અને વધારે લે, એક બતાવીને

બીજું આપે, વિશ્વાસુને પૂરે પૂરો છેતરે અને બમણાં ત્રણ ગણાં દામ ચોપડે ચડાવે તેમજ સાચાના ખોટા કરે અને ખોટાના સાચા કરે તેજ વેપારી કમાઇ ખાય. કેમ નથી જોતા?

ઉ૦—જો કે આજની વ્યાપાર-નીતિ એવી જ છે, પરંતુ તેવા પૈસાનું પરિણામ શું આવે છે? તે તો તપાસો. કાં તો સ્ત્રીઓ વધારે મરે, આગ લાગે, ચોર લૂંટી જાય, કોઇથી વિરોધ થયો કે ચડે કોર્ટે, કુબુદ્ધિ સૂઝે એટલે અવળે માર્ગે ચડે; રાંડો કે વેશ્યાઓના ફંદમાં ફસાય, અગર થાય ઘરમાં અસાધ્ય મંદવાડ, તો પછી તેવો પૈસો કયાં જાય? એ આસૂરી માયા કહેવાય, એટલે પોતાને હાથે દાન પુણ્ય કે પરોપકારનાં કામમાં ન જ વાપરી શકે. અગર પોતે સાચવી રાખે તો પાછળ બીજા લડે ને ખાય. માટે એ કમાણી તદ્દન અનિષ્ટ છે. નીતિ ન્યાયથી યુરોપીયન લોકો વ્યાપાર કરે છે તો તેઓ કમાય છે કે નહિ? હા, પ્રથમ જો કે સત્યની કસોટી થાય, પણ જો તેમાં મક્કમ રહે તો પછી તેને લીલા લ્હેર થાય. ન્યાય-નીતિથી કમાવેલો પૈસો તે સૂરી માયા કહેવાય. એટલે તેમાંથી દાન પુણ્ય પરમાર્થનાં કામો કરવાની પણ ઈચ્છા થાય. માટે હમેશાં ન્યાય, નીતિ અને સત્યતા પૂર્વક જ વ્યાપાર કરવો.

પ્ર૦—બહુ સારૂં, ત્યાર પછી શું?

ઉ૦—પોતાના ગોત્રમાં કન્યા દેવી લેવી નહિ તે નીતિ અને નાતનું બંધારણ તોડી પોતાના ગોત્રમાં કન્યા લેવી દેવી તે અનીતિ ગણાય.

પ્ર૦—કદાચ કન્યા પર ગોત્રમાં આપે પણ પૈસો લે, તો તો વાંધો નહિ ને?

ઉ૦—એ તો કન્યા વિક્રય કહેવાય. કન્યાનું દાન થાય, પરંતુ વેચાય નહિ. જો કન્યા ઉપરથી પૈસો લઈ વેચે તો તેના (અનીતિના) પૈસાની પણ ઉપર બતાવેલી જ દશા થાય.

પ્ર૦—ઠીક, પછી બીજી કઇ અનીતિ ?

ઉ૦—સારા આચાર વર્ત્તનની નિંદા ઈર્ષ્યા કરવી તે અનીતિ અને પ્રશંસા કરવી તે નીતિ. ત્યારપછી કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને હર્ષ એ છ દુશ્મનોને કાબૂમાં રાખવા તે નીતિ. ઇન્દ્રિયોને વશ રાખવી તે નીતિ. લોકોના અપવાદથી ડરતા રહી પાપથી વેગળા રહેવું તે નીતિ. દેશાચાર તથા કુળાચાર પ્રમાણે સાદાઈ અને સદાચારથી વર્ત્તવું તે નીતિ. વળી કોઈની પણ નિંદા ન કરવી, સત્પુરૂષોનાં વખાણ કરવાં, સત્સંગ કરવો, શાસ્ત્રશ્રવણ કરવું, અતિથિ–સત્કાર કરવો, ગુણીજનનો પક્ષ કરવો, માતા પિતાની આજ્ઞા પાળવી, વૃદ્ધ-પુરૂષોનું માન રાખવું, પોષણ કરવા યોગ્ય પોતાના કુટુંબનું પોષણ કરવું અને દીન–દુઃખી ઉપર દયા રાખવી તે નીતિ. ઘરમાં જવા આવવાનાં અનેક દ્વાર ન રાખવાં, અપવિત્ર સ્થાનમાં ઘર ન વસાવવું, અતિ ગુપ્તસ્થાનમાં ન રહેવું, અતિ-પ્રગટ સ્થાનમાં પણ ન રહેવું, ઉપદ્રવવાળા સ્થાનથી દૂર રહેવું અને નિષેધેલા દેશમાં ન જવું તે નીતિ. ગુણ દોષના જાણકાર થવું, ગુણો ઉપર પ્રીતિ રાખવી, વિચારીને કામ કરવું, લોકપ્રિય થવું, લજ્જા–વાન્ થવું, વિનયવાન્ થવું, સૌમ્યદૃષ્ટિ–મીઠી નજર રાખવી અને કરેલા ઉપકારને જાણવું તે નીતિ. અજીર્ણ થતાં ભોજન ન કરવું, અકાળે ભોજન ન કરવું આવકના પ્રમાણમાં ખર્ચ રાખવું અને ધર્મ, અર્થ ને કામ એ ત્રણેને

અરસ્પરસ બાધ ન આવે તેમ સાધવા તે નીતિ. એ બધાથી ઉલટું વર્ત્તન રાખવું તે અનીતિ.

પ્ર૦—આતો નીતિની વ્યાખ્યા બહુજ ઉંચી છે. આવી નીતિ તો કોઇ ઉત્તમ પુરૂષોમાં જ હોઈ શકે. ત્યારે નીતિ અને ધર્મમાં શ્યો તફાવત છે?

ઉ૦—નીતિથી પૌદ્દગલિક સુખ મળે, ધર્મની દરેક સામગ્રીઓ મળી શકે અને તે નીતિવાળો પુરૂષ સામાન્ય માણસોમાં ઉચ્ચ કોટીનો ગણાય. જ્યારે ધર્મથી કર્મની નિર્જરા–કર્મનો નાશ થાય, જન્મ જરા ને મરણનું દુઃખ ટળે અને આત્મિક શાશ્વતું સુખ મળે. એટલું અંતર છે.

પ્ર૦—આજ કાલ તો દુનિયામાં સઈ, સુતાર, સોનારા, કંસારા, ચિતારા, કંદોઇ, ઝવેરી કે બીજા બધા કારીગરો, તેમજ માત્ર વ્યાપારીઓ વિગેરે દરેક ધંધા કરનારાઓમાં જ્યાં જોઇએ ત્યાં બધે અનીતિ જ ચાલી રહી છે. જ્યાં નીતિ કે વ્યવહાર શુદ્ધિ પણ ન હોય ત્યાં ધર્મ તો કયાંથીજ હોય?

ઉ૦—જો કે કયાંય પણ નીતિ કે સત્ય ન હોય તો તો દુનિયા ટકી જ ન શકે; માટે નીતિ, સત્ય અને ધર્મ હોય તો ખરાં, પરંતુ તે બહુજ થોડા પ્રમાણમાં મોટે ભાગે તો જ્યાં જોશો ત્યાં નીતિ અને ધર્મ કહેવા માત્રજ રહ્યા છે. આપણે જેમ બને તેમ નીતિ અને ધર્મના માર્ગે ચાલવું અને બીજાઓને એ માર્ગે ચાલવા ઉત્તેજન આપવું એ આપણી ફરજ છે.

પ્રશ્નકર્ત્તાઃ—બહુ સારૂં,....હું પણ એ માર્ગે ચાલવા પ્રયત્ન કરીશ. જયજિનેંદ્ર!!!

卐

# ૧૦-સત્સંગ વિષે સંવાદ

ક૦—આજે ગામમાં ગુરૂ મહારાજ બિરાજે છે. બધા લોકો દર્શન કરી ગયા છતાં હજી તમે કેમ આવ્યા નથી ?

ખ૦—તમને દર્શન કરવાનું સૂઝે છે, પરંતુ મને તો ખાવાનીયે ફુરસદ નથી, એટલી બધી ઉપાધિઓ નડી છે.

ક૦—સંસાર વ્યવહારમાં બેઠેલાઓને ઉપાધિઓ તો થોડી કે ઝાઝી બધાને હોયજ; પરંતુ ઝાઝી ઉપાધિઓથી વીંટાયલા માણસોના મગજને વિસામો જોઇએ. જો મગજને વિસામો ન મળે તો મગજ બગડી જાય-જડ જેવું બની જાય. લોહીનું દબાણ થાય, ઘેલછા આવી જાય, ચિંતા વિશેષ થવાથી ખાવા પીવા છતાં લોહી બળે, શરીર સૂકાય, અનેક દરદો ઉત્પન્ન થાય અને કર્મ-બંધન થાય. એવા દાખલા તો શોધ કરતાં ઘણા મળી શકે તેમ છે. માટે મગજને બે ઘડી વિસામો પણ મળવો જોઇએ.

ખ૦—ઉપાધિઓથી કંટાળેલા મગજને વિસામો કઇ રીતે મળી શકે ?

ક૦—ઉપાધિઓની મગજમારીથી કંટાળેલા માણસને સ્ત્રી, પુત્ર (ન્હાનાં બાળકો), નિદ્રા, ગાન તાન, રમત ગમત અને સત્સમાગમ વિગેરે અનેક વિસામાનાં ઠેકાણાં છે.

ખ૦—એ બધાને વિસામા શા માટે કહ્યા છે ?

ક૦—પતિવ્રતા, સદ્ગુણી અને પ્રફુલ્લિત ચિત્તવાળી સ્ત્રીના સમાગમથી કંટાળેલો માણસ શાંતિ પામે. કાલું કાલું બોલનાર નિર્દોષ બાલુડાંઓ ખોળામાં બેસીને ગમત કરે, તેનાં

મુખડાં જોતાં આનંદ ઉપજે. નિદ્રા આવતાં ઉપાધિઓ ભૂલાઈ જાય અને મગજને વિસામો મળે. પરંતુ એ બધા વિસામા મોહકર્મના ઉદયથી થતા હોવાથી મોહકર્મબંધનાં કારણભૂત છે. માટે સહુથી ઉત્તમ વિસામો તો સત્સંગનો છે.

બ૦—સત્સંગ કોને કહેવાય અને તેથી વિસામો શી રીતે મળે?

ક૦—સત્ એટલે જે પોતાના તથા પરિચયમાં આવનાર બીજાના આત્માને હિતના માર્ગે દોરે તેવા સારા પુરૂષોનો સંગ એટલે સમાગમ કરવો તે સત્સંગ કહેવાય. તેમાં પણ નિર્લોભી, સત્ય વસ્તુનું સ્વરૂપ સમજનારા અને સમભાવી એવા સાધુ પુરૂષો તે ઉત્તમ સંત કહેવાય. તેમનો સમાગમ કરવાથી આત્માને જન્મ, જરા ને મરણ થકી મૂકાવનાર અને આધિ, વ્યાધિ ને ઉપાધિને ટાળનાર એવો ઉત્તમ માર્ગ મળવાથી આત્મિક શાંતિ પ્રાપ્ત થાય. માટે સત્સંગ એ સહુથી ઉત્તમ વિસામાનું ઠેકાણું છે.

ભ૦—એવો સત્સંગ કરતાં ઉત્તમ માર્ગ કેમ સમજાય?

ક૦—શાસ્ત્રશ્રવણથી—તેમનાં વ્યાખ્યાન સાંભળવાથી.

બ૦—વ્યાખ્યાન સાંભળવાથી—શાસ્ત્રો સાંભળવાથી ઉત્તમ-માર્ગ શી રીતે ઓળખાય?

ક૦—શાસ્ત્રો સાંભળવાથી આત્માનું કલ્યાણ કેમ થાય અને પુણ્ય કે પાપ શી રીતે બંધાય? તે સમજી શકાય. જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવ પદાર્થનું સ્વરૂપ સમજાય. સાચા દેવ, સાચા ગુરૂ અને સાચા ધર્મની ઓળખાણ થાય. જીવ કર્મ

કેમ બાંધે છે, કેમ ભોગવે છે અને શી રીતે કર્મથી છૂટે છે? તેનું ભાન થાય. સંસારનું, કર્મનું, આત્માનું અને મોક્ષપ્રાપ્તિનું સ્વરૂપ પિછાણી શકાય. જાણવા જેવું, આદરવા જેવું અને છાંડવા જેવું શું છે? તે જાણ્યા પછી, એ બધામાંથી જાણવા યોગ્ય જાણવું, આદરવા યોગ્ય આદરવું અને છાંડવા યોગ્ય છાંડવું એજ ઉત્તમ માર્ગ કહેવાય.

બ૦—જાણવા જેવું શું, આદરવા જેવું શું અને છાંડવા જેવું શું સમજવું?

ક૦—આત્મા, કર્મ, ધર્મ, સંસાર, મોક્ષ, લોક અને લોકમાં રહેલા નિત્ય કે અનિત્ય પદાર્થોનું સ્વરૂપ એ જાણવા યોગ્ય છે. દયા, સત્ય, બ્રહ્મચર્ય કે શિયળ, સંતોષ, ક્ષમા, વિનય-નમ્રતા, સરળતા, સત્સંગ, તપ અને વ્રત નિયમ વિગેરે ગુણો આદરવા યોગ્ય છે. તથા હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર, ક્રોધ, માન, માયા, લોભ, વ્યસનો, કુસંગ, ઈર્ષ્યા, નિંદા અને વિકથા વિગેરે પાપની આવ આવવાનાં બારણાં છે, તે વ્રત-પચ્ચક્ખાણરૂપ કમાડ આડાં દઈને રોકવા-છાંડવા યોગ્ય છે.

બ૦—વ્રત-પચ્ચક્ખાણ કરવાથી શું થાય?

ક૦—વ્રત-પચ્ચક્ખાણ કરવાથી જે જે પાપરૂપ આસ્રવનાં દરવાજાં બંધ કરીએ તે તે પાપ થતું અટકે. એટલે તે સંબંધી નવાં કર્મ ન બંધાય તેને સંવર કહેવાય.

બ૦—ત્યારે આગળનાં જૂનાં કર્મોનો નાશ કેમ થાય?

ક૦—સહનશીલતા સહિત વિવિધ પ્રકારનું તપ કરવાથી સત્તામાં રહેલાં જૂનાં કર્મોનો નાશ (નિર્જરા) થાય.

બ૦—નિર્જરા એટલે શું અને તેથી શું થાય?

ક૦—આત્માને અનાદિ કાળથી લાગેલાં કર્મો તે આત્મા થકી ખસીને દૂર ચાલ્યાં જાય તે નિર્જરા. અને તેવી નિર્જરા થવાથી-કર્મો રહિત નિર્મળ થવાથી આત્મા પોતાનું મૂળ સ્વરૂપ પ્રગટ કરી શકે.

બ૦—આત્મા પોતાના મૂળ સ્વરૂપમાં આવે તેથી આત્માને શ્યો લાભ થાય ?

ક૦—એથી આત્માને જેનાથી લોકાલોકનું સ્વરૂપ જાણી શકાય તેવું કેવળ-જ્ઞાન અને કેવળ-દર્શન પ્રગટે. પોતાના આત્મ-સ્વરૂપમાં જ સદા કાળ રમણુતા-લીનતા રહે તેવું ક્ષાયિક-ચારિત્ર આવે. જન્મ, જરા ને મરણનું દુઃખ ટળી જાય. અને સકળ કાર્યની સિદ્ધિ થવાથી અક્ષય-સ્થિતિવાળું સિદ્ધ પદ પ્રાપ્ત થાય. આ બધું સત્સંગ કરવાથી થાય છે. કહો, સત્સંગથી કેટલો બધો લાભ થાય છે ? કહ્યું છે કે:-

દોહરો-

'ગુરૂ ગોવિંદ દોનું ખડે, કિસકું લાગું પાય;
બલિહારી ગુરૂ દેવકી, જિસને ગોવિંદ દિયા બતાય ?

બ૦—આવા સત્સંગથી કોને કોને લાભ થયો ?

ક૦—સાંભળો, પરદેશી રાજા, સંયતિ રાજા, દઢપ્રહારી ચોર, ચિલાયતી ચોર, સુવર્ણ ખુરો ચોર, અર્જુનમાળી અને શ્રેણિક રાજા વિગેરે અનેક પાપી-અધર્મી જીવોનો સદ્ગુરૂના સમાગમથી ઉદ્ધાર થયો છે, થાય છે અને થશે.

બ૦—બહુ સારૂં, સત્સંગનો મહિમા તો બહુજ મોટો છે. હવેથી હું પણ સંસારની ઉપાધિઓ ઓછી કરીને સત્સંગ કરવામાં પ્રેમ રાખીશ. સારૂં, જયજિનેંદ્ર ! ! !

卐

# ૧૧–અતિથિ સત્કાર વિષે સંવાદ

પ્ર૦—કેમ આજે મોડા મોડા દેખાઓ છો! ક્યાં રોકાયા હતા?

ઉ૦—આજે અમારે ત્યાં અતિથિ (સ્વધર્મી બંધુઓ) આવ્યા હતા, તેમની સારવાર કરવા રોકાવું પડ્યું હતું.

પ્ર૦—અતિથિ એટલે શું?

ઉ૦—જેની આવવાની તિથિ, વાર કે ટાઈમ જાણવામાં ન હોય તેવા કોઇ પણ આત્માનું આપણે ઘેર વગર તેડાવ્યા આવવું થાય તે અતિથિ.

પ્ર૦—તેવા અતિથિ કોને સમજવા?

ઉ૦—પહેલા નંબરના અતિથિ ત્યાગી–સાધુ મહાત્મા છે. બીજા નંબરના અતિથિ, ધર્મના નિયમો, વ્રત–પચ્ચક્ખાણ, દાન, શિયળ અને તપની આરાધના કરનારા તથા શ્રદ્ધા અને વિવેક પૂર્વક ધર્મની ટેક પાળનારા સદ્‌ગૃહસ્થો છે. ત્રીજા નંબરના અતિથિ દીન–દુઃખી, નિરાધાર, બ્રાહ્મણ, કુતરાં અને પારકાં જાનવર (ગાય–ભેંસ–બળદ વિગેરે) જે ઘેર આવે તે સમજવા. તથા ચોથા નંબરના અતિથિ ઘેર આવેલા ગામના કે પરગામના પોતાના સગા સંબંધી, મિત્ર વિગેરે જાણવા.

પ્ર૦—એવા અતિથિ ઘેર આવે ત્યાં શું કરવું જોઈયે?

ઉ૦—તેમનો આદર–સત્કાર કરી સન્માન કરવું જોઇયે.

પ્ર૦—ત્યાગી–મુનિને કેવી રીતે સત્કાર વિગેરે કરવું?

ઉ૦—પ્રથમ નંબરના અતિથિ ત્યાગી–સાધુ મહાત્મા ઘેર આવે–પધારે ત્યારે ઉઠી ઉભા થઈ, 'પધારો ગુરૂમહારાજ!'

એમ કહી, સાત આઠ પગલાં સામે જઈ, વંદના–નમસ્કાર કરી, સુખ સાતા પૂછીને ઘરમાં તેડી લાવવા અને તેમને જોઈતી આહાર, પાણી વિગેરે ચૌદ પ્રકારની સૂઝતી–નિર્દોષ વસ્તુ ઉલ્લટ ભાવે વ્હોરાવવી–આપવી.

પ્ર૦—બીજા નંબરના અતિથિ શ્રમણોપાસક–સાધુ–સંતની નિષ્કામ ભક્તિ કરનારા, ધર્માત્મા, સ્વધર્મી–બંધુઓ દેવ–ગુરૂના દર્શનાર્થે, પરગામથી આવેલા હોય તેમને પ્રણામ કરી પોતાને ઘેર તેડી લાવી, પ્રેમપૂર્વક ભોજન–ભક્તિ કરવા રૂપ સન્માન આપવું.

પ્ર૦—ત્રીજા નંબરના અતિથિનું સન્માન કેમ કરવું ?

ઉ૦—ત્રીજા નંબરના અતિથિમાં પ્રથમ દીન–દુઃખી કે નિરાધાર માણસ જે ચલાવીને પોતાને ઘેર આવે અગર ક્યાંય પણ નજરે ચડે, તેને અન્ન, પાણી, કપડાં કે ઔષધ વિગેરે જે વસ્તુની જરૂરીયાત હોય તે પૂરી પાડવી. બ્રાહ્મણ, અતીત વિગેરે લોટ માંગવા આવે તેમને (જે પોતાના ખાવા માટે જ રાખેલો હોય તેવો) લોટ આપવો, પણ હલકો, જીવાતવાળો કે કાંકરી વાળો લોટ તો ન જ આપવો. ગૃહસ્થોનાં બારણાં (જ્યાં સુધી પોતે ઘરમાં હોય ત્યાં સુધી દિવસના ભાગમાં) હમેશાં ખુલ્લાં જ હોય, એટલે કુતરાં પણ ઘરમાં આવે (જે આપણે આશરે રહેલા છે માટે) તેમને પણ અન્ન–પાણી આપવાની આપણી ફરજ છે. તેમજ પારકાં ઢોર (તેમને ઈરાદા પૂર્વક તો ઘાસ–ચારો આપવાની આપણી ઈચ્છા કદાચ ન પણ થાય, પરંતુ પેટ પૂર ખોરાક ન મળવાથી ખાવાની ઈચ્છા રાખી) ઘરમાં કે ખેતર–વાડીમાં આવીને ખાઈ

જાય તો તેનાં ઉપર ગુસ્સો કરી લાકડી વિગેરેના પ્રહાર ન કરવા. પરંતુ 'એના ભાગ્યનું એણે ખાધું' એમ સમજી રાજી થવું. ગુસ્સો કરવાથી, થાણા કે ચોકીમાં પૂરાવવાથી અને એના ધણી પાસેથી દંડ લેવાથી કંઈ ખાધેલું પાછું આવતું નથી, ઉલટા આપણે જ નિર્દય–નાલાયક ગણાઈએ અને ક્લેશ–કંકાશ થતાં કર્મ બાંધીએ. માટે તેવા પશુઓનો પણ અનાદર ન કરવો એજ તેનો સત્કાર કહી શકાય.

પ્ર૦—ચોથા નંબરના અતિથિનો આદર–સત્કાર કઈ રીતે કરી શકાય ?

ઉ૦—ચોથા નંબરના અતિથિ ગામના કે પરગામના સગા–સંબંધી–મિત્ર વિગેરે કોઈ પ્રસંગે કે મળવા માટે આપણે ઘેર ચલાવીને આવે એટલે 'આવો પધારો' કહી બેસવા-આસન આપવું. તે અતિથિ–મહેમાન કે પરોણા–પ્રાહુણા કોઇ વાહનમાં બેસીને આવેલ હોય, તેમાં ઘોડું, ઉંટ કે બળદ જોડેલ હોય તેમને યોગ્ય સ્થાને બાંધી ચારા–પાણી વિગેરેની પ્રથમ સંભાળ કરવી. ઉંટવાળા, ગાડીવાળા કે ગાડાવાળા માણસની પણ મહેમાનની પેઠે જ ભોજનભક્તિ વિગેરે અભેદ ભાવે કરવી, પરંતુ ભોજનમાં ભેદભાવ ન રાખવો.

પ્ર૦—આવું અતિથિનું સ્વરૂપ તો કદી સાંભળ્યુંએ નથી. ઠીક સમજાવ્યું. આવી રીતે અતિથિઓનો યોગ્યતા પ્રમાણે સત્કાર તો કોઈ ડાહ્યા, દયાળુ, અવસરના જાણ, ઉદારતાવાળા, ભાગ્યશાળી અને વિવેકી હશે તેજ કરતા હશે અને એનું સ્વરૂપ જાણતા પણ હશે. પરંતુ તેવા અતિથિ–સત્કારથી આપણને શ્યો લાભ થાય ?

ઉ૦—આવો અતિથિ-સત્કાર કરનારને ઘણો લાભ થાય. સાંભળો:-પ્રથમ સત્કાર કરનારની લાયકાત જણાય. એટલે આવનારનું દિલ ખેંચાય અને બીજીવાર પણ આવવાનું મન કરે. કારણ કે ભાગ્યશાળી માણુસને ઘેર જ સારા માણસનાં પગલાં થાય. નીતિમાં પણ કહ્યું છે કે:-દોહરો—

'આવ હે આદર હૈ, હૈ નેનોંમેં નેહ;
તા ઘર કબૂ ન છોડીયે, જો પત્થર વરસે મેહ.' ૧

એથી ઉલટું:—

આવ નહિ આદર નહિ, નહિ નેનોંમેં નેહ;
તા ઘર કબૂ ન જાઈયે, જો કંચન વરસે મેહ. ૨

જે માણસ માણસનો વૈરી હોય તે કદી કોઇને આદર-સત્કાર કરે નહિ. તેથી તેને ઘેર કોઈ આવે નહિ. અરે! કુતરૂં પણ તેને ઘેર કંઈ પામે નહિ. તેવો માણસ દુનિયામાં લોભી-કંજુસ મમ્મણ કે મકખીચૂસ તરીકે ઓળખાય. અનેક સ્થળે તેની અપકીર્તિ થાય. જ્યારે અભ્યાગતનો આદર-સત્કાર પ્રેમપૂર્વક કરનાર માણસની દુનિયામાં યશ:કીર્તિ થાય, લક્ષ્મીનો વધારો થાય, દયા રાખી દીન-દુ:ખી વિગેરેનું પોષણ કે રક્ષણ કરવાથી પુણ્ય બંધાય, અંતરાય કર્મ ત્રૂટે, ધારેલું કામ સહેલાઈથી પાર પડે અને છેવટ સદ્દગતિ મળે. ઈત્યાદિક અતિથિ-સત્કારથી અનેક ફાયદા થાય છે.

પ્રશ્નકર્ત્તા:-બહુ સારૂં, હવેથી અતિથિ-સત્કાર કરવામાં હું પણ પૂર્ણ પ્રેમ રાખીશ. જયજિનેંદ્ર!!!

卐

# ૧૨—સાદાઇ વિષે સંવાદ

પ્ર૦—કેમ....તમે તો આજકાલ લક્ષાધિપતિ—મ્હોટા ધનપતિ નગરશેઠ કહેવાઓ છતાં અંગે કિંમતી ઘરેણાં તથા ઉંચી ફેશનનાં કપડાં પહેરીને કંઈ ઠાઠમાઠ કરતા નથી ?

ઉ૦—ઠાઠમાઠ કરીને કોને દેખાડવું હતું ? શું એથી શોભા વધે છે ? ઠાઠમાઠ કરવા માટે જ કંઈ પૈસો મળ્યો નથી.

પ્ર૦—છતે પૈસે જો ખાવા—પીવા—પહેરવા—ઓઢવાની લ્હેર ન કરીએ અને સારા બંગલા બંધાવી મોટરમાં બેસીને મોજ શોખ ન કરીએ તો પૈસો મળ્યો શા કામનો ?

ઉ૦—પૂર્વ ભવમાં કંઈ સુપાત્રે દાન દીધું હશે અને દીન—દુઃખીને આશરો આપ્યો હશે ત્યારે જ આ ભવમાં પુષ્કળ ધન મળ્યું છે, તે જો તમારા કહેવા મુજબ મોજ-શોખમાં જ ઉડાવીએ તો તો પૈસાનો દુરૂપયોગ થયો ગણાય.

પ્ર૦—ત્યારે આજ કાલ ઘણા ધનવાનો એવો મોજ-શોખ કરી રહ્યા છે, તે શું પૈસાનો દુરૂપયોગ કરે છે ?

ઉ૦—માયા સૂરી અને આસૂરી બે પ્રકારની છે. નીતિ, ન્યાય અને સત્યતા પૂર્વક ઉત્પન્ન કરેલી સૂરી અને અનીતિ, અન્યાય અને કૂડ કપટ કરી મેળવેલી તે આસૂરી માયા કહેવાય છે. જેની માયા (પૈસો) આસૂરી છે તેને મ્હોટાં આરંભ—સમારંભ વાળાં કામ કરવાનું, પોતાની નામના વધારવાનું અને મોજ—શોખ કરવાનું વધારે ગમે છે. પરંતુ જેની

માયા સૂરી છે તેને તો સાદાઇથી વર્તીને, દાન-પુણ્ય-પરમાર્થનાં કામ કરવાનું જ મન થાય છે.

પ્ર૦—મોજ-શોખ પણ કરીએ અને દાન-પુણ્ય પણ કરીએ, તેમાં શ્યો વાંધો છે ?

ઉ૦—મોજ-શોખ કરવાથી શરીરને સુખ થાય, પરંતુ આત્માને તો કર્મબંધન થવાના કારણે હાની જ થાય. કારણ કે રહેવા માટે સાદાં મકાનો હોય તો પણ ચાલી શકે તેમ છે, તો પછી મ્હોટા આરંભ-સમારંભ વાળા બંગલા બંધાવી રહીએ તેથી શું આબરૂ વધે છે ? માત્ર શરીર ઢાંકવા માટે જ કપડાં પહેરવાનાં છે. તે તો જાડાં અને સાદાં કપડાંથી પણ મર્યાદા બરાબર જળવાય તેમ છે, તો પછી કિંમતી અને અંગ દેખાય તેવાં આછાં વસ્ત્રો પહેરવાથી શોભા વધે કે ઘટે ? પગે ચાલવાથી શરીરને કસરત મળે અને ખાધેલું પચી જાય. કદાચ શરીર અશક્ત હોય તો ગમે તે બીજું વાહન ભાડે કરી શકાય, પરંતુ ખર્ચાળ તથા પરાધીનતા વધારનાર મોટર વિગેરે સાધન ઘેર રાખવાથી તંદુરસ્તી સુધરે કે બગડે ? વળી આ દેહ ટકાવવા-જીવવા કે પરમાર્થ સાધવા માટે જ ખાવાનું છે. તે તો સાદા ખોરાકથી પણ બની શકે તેમ છે, તો પછી ખાવાના રસિયા બની મન ગમતા સ્વાદ કરી જમીએ-ખાવા-પીવાની લ્હેર કરીએ તો શરીર નિરોગી બને કે રોગી ? મોજ-શોખ કરનારાઓનાં ઘર, શરીર અને તેમની ચિત્તવૃત્તિ તપાસીએ તો ખબર પડે કે તેઓ કેવા સુખી છે ?

પ્ર૦—ત્યારે માણસો કહે છે કે 'આ ભવ મીઠો પર-ભવ કોણે દીઠો ?' એટલે આપણને ઈશ્વરે ઇન્દ્રિયો આપેલ છે અને તેના ભોગવટા માટે તેવી વસ્તુઓ પણ ઉત્પન્ન કરી છે, તે જો ન ભોગવીએ તો આપણે ઈશ્વરના ગુન્હે-ગાર થઈએ. માટે 'પરભવ કોણે દીઠો છે, આ ભવમાં તો લ્હેર કરીએ.' તે સાચું કે ખોટું ?

ઉ૦—જો ઇશ્વર બધી વસ્તુઓને ઉત્પન્ન કરનાર હોય તો એક વસ્તુ સારી અને બીજી બૂરી, એક રાજા ને બીજો રાંક, એક ધનવાન ને બીજો નિર્ધન વિગેરે ભેદ શા માટે રાખે ? એ તો દેખીતો પક્ષપાત ગણાય. અને આવા રાગ દ્વેષ વાળો ઇશ્વર જ ન કહેવાય. માટે ઈશ્વર કંઈ કરતો જ નથી. એ તો પોતાના સ્વરૂપમાં જ લીન છે. જે આત્માએ જેવાં શુભ કે અશુભ કર્મ પૂર્વભવોમાં કર્યાં હોય તે પ્રમાણે જ તેને સુખ કે દુઃખ મળે છે. તેમજ આ ભવમાં જેવાં કર્મ કરે છે તેનું ફળ આવતા ભવમાં ભોગવવું પડશે. માટે ઈશ્વર કર્ત્તા નથી અને પરલોકમાં (કરેલાં કર્મોનાં) પરિણામ ફળે છે. માટે જેમ કર્મ બંધન ઓછું થાય તેવી રીતે સાદા-ઈથી વર્ત્તવું એમાં જ સાર છે.

પ્ર૦—બીજી કઈ જાતની સાદાઈ છે ?

ઉ૦—નિયમિત-કામ પૂરતું બોલવું. નિયમિત (જીવન ટકાવવા) સાદું પચે તેવું ભોજન લેવું. સાદાં, મર્યાદિત કપડાં પહેરવાં. જાત મહેનતથી નીતિ અને સત્યતા પૂર્વક ધન મેળવવું. ચા, બીડી, સોપારી અને પાન બીડાં વિગેરેનું વ્યસન ન રાખવું. વિલાયતી-જાપાનીશ ભભકામાં મોહ ન

પામવો. જ્યાં ત્યાં રખડવાની ટેવ ન રાખવી. પોતાના કાર્યમાં હંમેશ મશગુલ રહેવું. નિવૃત્તિના સમયે રમત ગમત છોડી ધાર્મિક કે નીતિનાં પુસ્તકોનું વાંચન કરવું અને પરોપકારના કામમાં તન, મન ને ધનનો સદુપયોગ કરવા તત્પર રહેવું.

પ્ર૦—મોજ-શોખ છોડી, આવી સાદાઇથી વર્ત્તવાથી શ્યો લાભ થાય ?

ઉ૦—કર્મ બંધન ઓછું થાય. શરીર નિરોગી રહે. ધનનો ફોગટ દુરૂપયોગ ન થાય. યશઃ-કીર્તિ વધે. ધનની વૃદ્ધિ થાય. દરેક જાતનું સુખ પ્રાપ્ત થાય અને ધારેલું કોઈ પણ કાર્ય સહેલાઈથી પાર પડે. જુઓ, યુરોપીયન લોકો સાદાઈથી અને પોતાનાં દરેક કાર્યમાં નિયમિતપણાથી વિદ્યા, ધન અને આબરૂ વડે આગળ વધ્યા છે તેમજ હિંદુ-સ્તાન પર રાજ્ય ચલાવે છે. તથા કણબી વિગેરે મહેનતુ લોકો જાત મહેનત, સાદાં ખોરાક-પોષાક અને પોતાના ધર્મની અખંડ ટેક પાળવાથી સુખી બન્યા છે. એ પ્રમાણે સાદાઈ વાળા વર્ત્તનથી તો અનેક જાતના ફાયદા થાય છે. તે દુનિયા પર પ્રત્યક્ષ દેખાય છે.

પ્રશ્નકર્ત્તા:—સાચું છે, આપણે સાદાઇથી વર્ત્તવા પ્રય-ત્નશીલ થવું એ જ ફળદાયક છે. સારૂં, જયજિનેંદ્ર ! ! !

卐

# ૧૩—સ્વચ્છતા વિષે સંવાદ

પ્ર૦—કેમ બ્હેન ! કેવી મહેનતમાં છો ?

ઉ૦—આવો બ્હેન ! આ જરા વાસીદું વાળું છું.

પ્ર૦—બ્હેન ! હાથમાં પોંજણી રાખવાનું શું કામ છે ?

ઉ૦—બ્હેન ! સાવરણીથી તો ઉપર ઉપરથી સપાટ જમીન સાફ થાય, પરંતુ ખૂણા ખાંચામાં, જાળી–બારીમાં, ગોખલા કે છાજલીમાં, ચૂલા કે ખાંડણીયામાં, ઘંટી અને ઉતરડ વિગેરે ઠેકાણે જીવજંતુ કે રજ ભરાયેલ હોય તે તો પોંજણીથી પોંજી સુપડીમાં લઈને જ્યાં માણુસ વિગેરેની આવ જાવ ન હોય, જમીન ચોકખી–સૂકી ને છાંયડાવાળી હોય તેવી જગ્યાએ નીચે નમીને છૂટું છૂટું અને થોડું થોડું પરઠવવું–નાંખી આવવું જોઈએ.

પ્ર૦—બ્હેન ! તમારે ત્યાં તો નોકર–ચાકર ઘણા છે, એકાદને હુકમ કરો તો એ કામ કરી નાંખે. તો પછી તમારે એટલી બધી મહેનત શા માટે કરવી જોઈએ ?

ઉ૦—બ્હેન ! નોકરોના કોઠામાં આપણા જેવો દયા કયાંથી હોય ? આપણે જેવું યત્નાથી કામ કરીએ તેવું નોકરો ન કરી શકે. એ તો હણુમાર કરી ઝાપટ ઝૂપટથી કરે એટલે એથી તો ઉલટી જીવહિંસા થાય. એ કામ તો આપણું સ્ત્રી-ઓનું છે, આપણે બીજું શું કામ હોય ?

પ્ર૦—બ્હેન ! ત્યારે શું રોજ એ પ્રમાણે કરો છો ? ઘણી રજ ચડે ત્યારે મહિનામાં એકાદ વખત સાફસૂફ કરીએ તો ન ચાલે ?

ઉ૦—બ્હેન ! ઘણે વખતે સાફસૂફ કરવાથી જીવોએ ઘર કરેલાં હોય, જાળાં બંધાઈ ગયેલાં હોય અને રજના થર જામેલા હોય, ત્યારે સાફ કરવા બેસીએ તો તો ઘણી હિંસા થાય અને તેવું અસ્વચ્છતાવાળું ઘર કોઇ દેખે તો આપણી કિંમતના કાંકરા થાય. માટે રોજ યત્નાથી સાફસૂફ કરતા રહીએ તો ઘર સ્વચ્છ રહે. જોનાર માણસ પણ ખુશ થઈ જાય અને હિંસા થવાનો વખત ન આવે.

પ્ર૦—બ્હેન! ત્યારે બીજી સ્વચ્છતા કઈ જાતની રાખવી જોઇએ ?

ઉ૦—બ્હેન ! ઘરમાં બધાએ જમી લીધા પછી જમવાનું ઠેકાણું અને રસોઈ થઈ રહે કે રસોડું સાફ કરી નાંખવું. અનાજની એંઠ, ઘી–દૂધના છાંટા કે ગોળ–સાકર વિગેરે પદાર્થ જમીન ઉપર રહી જાય તો કીડી વિગેરે જીવજંત ચડે ને પગે કચરાય તો હિંસા થાય. આંગણા કે ચોકમાં જયાં ત્યાં બળખા કે સેડા ન નાંખવા; કારણ કે તેમાં કોઈનો પગ પડે ને બગડે, સમૂર્છિમ જીવો ઉપજે અને તેમાં જીવ (માખી, કીડી વિગેરે) જંતુ પડે તો મરી જાય. ઘણા વિવેકી માણસો તો સેડા કે બળખા માટે ખાસ એક રૂમાલ સાથે રાખે છે અને કામ પડે ત્યારે બળખા વિગેરે તેમાં કહાડીને સાંજે તેને ધોઇને સાફ કરી નાંખે. ઘરના ચોકમાં તો ખાસ રેતી રાખવીજ જોઈએ. કેમકે બળખા વિગેરે નાંખીને તેના ઉપર રેતી વાળી દેવાય, એટલે અશ્રેય થવા ન પામે. એંઠ વિગેરેનું પાણી અને પેશાબ ઘરના ચોકમાં કે ઘર બ્હાર રસ્તા ઉપર એકજ ઠેકાણે જયાં ત્યાં જોયા તપાસ્યા વગર

ફેંકવું નહિ. પેશાબ ઉપર પેશાબ પણ કરવો નહિ. એમ કરવાથી ગંદકી થાય, ડાંસ-મચ્છર વિગેરે જંતુઓનો ઉપદ્રવ થાય અને રોગચાળો વધે. માટે જ્યાં તડકો આવતો હોય ત્યાં એક પડખે જમીન જોઇ તપાસી થોડું થોડું પરઠવવું-નાંખવું કે જેથી તરત સૂકાઇ જાય, હિંસા-રોગ વિગેરેનો ઉપદ્રવ થવા ન પામે અને સ્વચ્છતા રહી શકે. વળી ઢોર બંધાતાં હોય ત્યાં આથાઈ ન રાખવી. એ જગ્યા પણ બરાબર સાફ રાખવી, કે જેથી જીવ હિંસા વિગેરે અશ્રેય ન થાય. અને ઢોરોને રોગ કે ડાંસ-મચ્છર પ્રમુખ જંતુઓનો ઉપદ્રવ થવા ન પામે. પોતાનું શરીર અને કપડાં તેમજ બાળ બચ્ચાં અને ઘરનાં માણસોનાં શરીર તથા કપડાં સ્વચ્છ રાખવાં અને રખાવવાં. પાણીનાં ગોળાં વિગેરે ઠામ દરરોજ ધોઈને સાફ રાખવાં. ઘરમાં જ્યાં ત્યાં કચરો ન કરવો તથા પાણી રેડીને કીચડ ન કરવો. વગેરે અનેક પ્રકારની સ્વચ્છતા રાખવાની છે.

પ્ર૦—બ્હેન ! પોતાનાં કે બીજાનાં શરીર અને કપડાં તો ન્હાયા ધોયા વગર સ્વચ્છ ન રહી શકે અને ન્હાવા ધોવાથી તો પાણીનો આરંભ થાય, તે આપણાથી કેમ બને ?

ઉ૦—બ્હેન ! આપણે તે કાંઇ થોડાજ ત્યાગી-સાધુ છીએ ? ત્યાગી મુનિયો જ ન્હાવા-ધોવા વિગેરેનો (કોઇ પણ પ્રકારનો) આરંભ-સમારંભ ન કરી શકે. આપણે તો રહ્યા ગૃહસ્થાશ્રમી, એટલે એ વાત ગંઠી રાખીએ તો આપણો સંસાર વ્યવહાર ન જ ચાલી શકે. આપણે ફક્ત એટલુંજ ધ્યાન રાખવું જોઇએ કે જરૂરીયાત ઉપરાંત વિશેષ પૃથ્વી-

પાણી-અગ્નિ વિગેરેનો આરંભ-સમારંભ ન કરવો જોઇએ. બાકી તો ગૃહસ્થાશ્રમીઓને તદ્દન ન્હાયા ધોયા વગર કેમ ચાલે? જુઓ, શાસ્ત્રોમાં રાજા-મહારાજા કે શેઠ-સાહુકારો, ગૃહસ્થો કે શ્રાવકો વિગેરે દરેક લોકો હમેશાં ન્હાયા ધોયા વગર ક્યાંય પણ ઘરથી બ્હાર જતા નહિ. કેમ નથી સાંભળ્યું?

પ્ર૦—બ્હેન! હજી બીજું શું સ્વચ્છ રાખવાનું છે?

ઉ૦—બ્હેન! રાંધવાનાં હાંડલાં વિગેરે ઠામ અને ખાવા-પીવા તેમજ અભેરાઈ ઉપર રાખવાનાં વાસણો સ્વચ્છ રાખવાં. ઘી, ગોળ, સાકર, દૂધ, દહી, છાશ અને રાંધેલું કે પકાવેલું અનાજ (રોટલા, રોટલી, પૂરી, ખાખરા વિગેરે) ઉપર કીડી પ્રમુખ જીવજંત ન ચડે તેની પૂરતી સંભાળ રાખવી. ખાવાના ઉપયોગમાં લેતી વખતે પણ પૂરતી તપાસ કરવી. પાપડ, સેવ, વડી, સૂકવણી, આટો અને દરેક જાતનાં ધાન્ય વિગેરે દરેક વસ્તુઓ હમેશાં તપાસતા રહેવું, તડકો દેખાડવો. આટો વિગેરે ઘણા દિવસ ન રાખવો. જો તેની તપાસ રાખવામાં ન આવે તો તે બગડી જાય કે જીવાત પડે અને પાપ લાગે. ઈત્યાદિક દરેક પ્રકારની સ્વચ્છતા રાખવી એ આપણી સ્ત્રીઓની ફરજ છે. એથી વ્યવહારિક અને ધાર્મિક બન્ને પ્રકારનો લાભ થાય છે. પ્રમાદ, નિંદા, વિકથા કે મેળાવા ન કરવા. જ્યાં ત્યાં ભટકવું નહિ. પરંતુ આ બાબતની ખાસ કાળજી રાખવી.

પ્રશ્નકર્ત્તા:—બ્હેન! જીવદયાના મૂળરૂપ એવી સ્વચ્છતાનું સ્વરૂપ ઘણુંજ સારૂં સમજાવ્યું. હવેથી હું પણ એ તરફે ખાસ કાળજી રાખીશ. સારૂં, જયજિનેન્દ્ર!!!

卐

# ૧૪—લોકપ્રિય થવા વિષે સંવાદ

પ્ર૦—કેમ....આજે તમે નિશાળે મોડા આવ્યા હતા ?

ઉ૦—નિશાળે આવતાં બજારમાં ઘણા માણસોનો ઘોંઘાટ સાંભળી, ઘોંઘાટ તે વળી શેનો થાય છે ? તે જરા જોવા ઉભેલ, એટલે આવતાં મોડું થઈ ગયું.

પ્ર૦—ઘોંઘાટ શેનો હતો ? માણસો કેમ ભેગા થયા હતા?

ઉ૦—નગરશેઠના છોકરા મોતીચંદને તેનો બાપ તેને બાંધીને માર મારતો હતો, તેને છોડાવવા માટે માણસો ભેગા થયા હતા.

પ્ર૦—તેને માર કેમ પડતી હતી ?

ઉ૦—તેના લખણે માર પડતી હતી. તે મા બાપનું કહ્યું માનતો નથી. કોઇ પણ સારી શીખામણ આપે તો તેના સામો થાય અને ગાળો આપે. નઠારા છોકરાની સોબત કરે છે. જ્યાંત્યાં રખડે છે. નિશાળે ન જાય. કયાંય પણ કંઈ પણ વસ્તુ રેઢી દેખે કે ઉપાડી જાય. છોકરીઓની છેડ કરે. છોકરાઓને મારે અને રસ્તે ચાલતાં નિર્દોષ પશુઓ—ગાય, ભેંસ, બળદ અને કુતરાં વિગેરેને લાકડી વતી મારતો જાય; એટલે પોતાના કુંટુંબમાં અને આખા ગામમાં બધાને એ અપ્રિય થઇ પડયો છે. કહો, માર ન પડે તો બીજું શું થાય ?

પ્ર૦—ત્યારે લોકપ્રિય કેમ થવાય ?

ઉ૦—જો આપણે લોકપ્રિય થવું હોય તો માબાપને દરરોજ સવારમાં પગે લાગવું જોઈએ. ગુરૂમહારાજ ગામમાં

હોય તો તેમનં દર્શન કરવાં. વડિલો અગર કોઇ પણ સારી શીખામણ આપે તો તે પ્રમાણે વર્ત્તવું, માઠું ન લગાડવું. કોઇના સામા ન થવું. કોઈ પણ ચીજ વસ્તુ જોઈતી હોય તો પણ પૂછ્યા વગર ચોરી કરીને લેવ નહિ. નઠારા છોકરા કે માણુસોની સોબત કરવી નહિ. ભણુવામાં કાળજી રાખવી, પણ રમત ગમતમાં ચિત્ત રાખી જ્યાં ત્યાં ભટકવું નહિ. દરેકની સાથે પ્રેમથી વર્ત્તવું. જુગાર રમવું નહિ. સ્ત્રીઓ કે છોકરીઓ સાથે બેસવું નહિ, રમત ગમત કે હાંસી મશ્કરી કરવી નહિ. (છોકરીઓએ છોકરાઓ સાથે ઉપર કહ્યા પ્રમાણે ન વર્ત્તવું.) લાજ મર્યાદા છોડીને છટકેલની માફક બોલવું, ચાલવું કે વેષ ધારણ કરવો નહિ. રસ્તે ચાલતાં કોઈ પણ નિર્દોષ બાળકો કે પશુ-પક્ષી વિગેરેને સંતાપવા નહિ. દરેક જીવોને પોતાના આત્મા સરખા ગણી, કોઠામાં દયા રાખી, દુઃખમાંથી છોડાવવા ઉદ્યમ કરવો. સાચું બોલવું. તથા કોઈની પણ નિંદા ન કરવી. એ પ્રમાણે વર્ત્તવાથી માબાપ અને બધા લોકોને પ્રિય થઈએ-વ્હાલા લાગીએ. તથા આ ભવ અને પરભવમાં સુખ પામીએ.

પ્ર૦—એ પ્રમાણે વર્ત્તવા છતાં કોઈને અપ્રિય થઈ પડીએ તો શું કરવું ?

ઉ૦—એ પ્રમાણે વર્ત્તતાં સારા-ગુણગ્રાહી અને નીતિ-વાળા માણસોને તો અપ્રિય નજ થઈએ. બાકી જે માણસોને આપણામાંથી સ્વાર્થ સરતો ન હોય, જે ઈર્ષ્યાળુ હોય, નિંદક-સ્વભાવના હોય, પરંપરાથી ચાલ્યું આવતું વેર હોય, સ્વચ્છંદી-વ્યસની કે જૂદા ધર્મવાળા હોય અને પોતાને જ જે ઉચ્ચ-

સારા માનતા હોય તેવાઓને કદાચ અપ્રિય પણ લાગીએ, છતાં આપણે આપણી સજ્જનતા તો ન જ છોડવી.

પ્ર૦—ખરૂં છે, મહાવીર ભગવાન્ અને શ્રીકૃષ્ણમહારાજ જેવા ઉચ્ચ આત્માની પણ નિંદા કરનારા હતા અને છે. તથા વર્ત્તમાન કાળે લોકપ્રિય ગાંધીજી જેવા ઉચ્ચકોટીના પુરૂષને પણ ઉતારી પાડનારા લોકો નજરે પડે છે. એટલે જો કે આશ્ચર્ય જેવું તો નથી જ, કારણ કે ભિન્ન ભિન્ન ધર્મવાળા લોકોમાં ગમે તેવો ઉચ્ચ આત્મા પણ સર્વમાન્ય-બધાને પ્રિય તો નજ બની શકે. પરંતુ તેવા નિંદક-ઈર્ષ્યાળુ લોકોની દશા-ગતિ શી થતી હશે ?

ઉ૦—એવાઓનાં કર્મ ભારે હોઇ તેમને સંસારમાં રખડવું પડે છે અને અપકીર્તિ થાય છે. આપણે તો એવાઓની પણ દયા ખાવી અને 'પ્રભુ તેમને સદ્બુદ્ધિ આપે' એવી ભાવના ભાવવી, પણ નિંદા ન કરવી કે બૂરૂં પણ ન ચિંતવવું એ આપણી ફરજ છે. દુર્જન માણસો પોતાના સ્વભાવ પ્રમાણે નિંદા-ઈર્ષ્યા ન છોડે. જ્યારે સજ્જન માણસો તો તેમનાં નિંદાનાં વચનો સાંભળવા છતાં પોતાના કર્ત્તવ્ય થકી ચૂકતા નથી, પરંતુ ડબ્બલ ઉત્સાહથી આગળ વધી લોકપ્રિય થાય છે અને કાર્યસિદ્ધિ સાધે છે.

પ્રશ્નકર્ત્તા:—આપનું કહેવું વ્યાજબી છે. બસ, આપણે દુર્જનોનાં વચનો તરફ લક્ષ્ય ન રાખતાં આપણી ફરજ બજાવ્યે જવી એજ લોકપ્રિય થવાનો ઉત્તમ માર્ગ છે. સારૂં, જયજિનેન્દ્ર ! ! !

卐

# ૧૫–નિંદા–ઇર્ષ્યા વિષે સંવાદ

ક૦—કેમ....આજે ગામમાં ઠેર ઠેર શી ચર્ચા ચાલી રહી છે ?

ખ૦—રાત્રે કોઈ માણસ કોઈના ઘરમાં પેઠો હશે, તેની કોઈકને ખબર પડી ગઈ, એટલે તેણે કરી ફજેતી. એ વાતની આજે ગામમાં ચર્ચા ચાલી રહી છે.

ક૦—એ માણસે ઘરમાં જઈને શું કર્યું ?

ખ૦—કોઈ કહે છે કે 'ઘરમાં ચોરી કરવા પેઠો હતો.' કોઈ કહે છે 'એ વ્યભિચારી છે' કોઇ કહે છે 'એ ઘરવાળાઓ સાથે એને વિરોધ છે એટલે એમને મારવા ગયો હતો, પણ બીજાને ખબર પડી જવાથી ફાવી શકયો નહિ.' એમ વિવિધ પ્રકારની ચર્ચા ચાલી રહી છે.

ક૦—એ માણસ કેવી ભાવનાથી ઘરમાં પેઠો હતો તેની તો કોઈને ખબર નથી–એવું જ્ઞાન પણ નથી, તો પછી ખોટા અનુમાન કરી કોઇને વગોવવું એ તો નરી નિંદા કે ખોટો આરોપ કહેવાય.

ખ૦—ત્યારે તમને ખબર છે કે એ માણસ કોણ હતો, કેવો હતો અને શા માટે પારકા ઘરમાં પેઠો હતો ?

ક૦—હા, એ માણસ ખાનદાન કુટુંબનો દયાળુ, સત્યવાદી, શુદ્ધ દાનતવાળો, પવિત્રવૃત્તિનો અને પરોપકારી છે. રાત્રે બધા સૂઇ જાય ત્યારે એ નગરની ચોકી કરે છે. ગઈ રાત્રે એજ પ્રમાણે નીકળ્યો અને એક ચિત્રો એ ઘરમાં

પેસતાં તેણે જોયો કે તરત જ કોટડી ટપીને અંદર ગયો. બત્તીનો પ્રકાશ કર્યો કે તરત જ ચિત્રો ઠેકીને રવાના થયો. પરંતુ એ વાતની ખબર કોઇને નથી. એટલે કોઈક એના વિરોધી માણસે ખોટી ધમાલ કરી નાંખી.

બ૦—અરે ! ત્યારે તો એ ભલા માણુસને લોકો ફોગટ વગોવે છે. તમે કહેલી હકીકત તો અહીં કોઈ જાણતુંએ નથી.

ક૦—આવી રીતે તો ઇર્ષ્યા-નિંદાથી કે સત્યવસ્તુના જ્ઞાન વગર લોકો કંઈક ગોટા વાળી કર્મથી ભારે થાય છે.

બ૦—ઇર્ષ્યા કે નિંદા કોને કહેવાય ?

ક૦—કોઈ માણુસ પોતાના ગુણે કે પુણ્યબળે આગળ વધ્યો. સારૂં પ્હેરે, ઉંચાં મકાનો બંધાવીને રહે, સારાં-પરોપકારનાં કામ કરે અને લોકોમાં તેની પ્રશંસા થાય. એટલે ઘુવડ જેવા માણુસો તેના પુણ્યરૂપી સૂર્યનું તેજ જોઇ ન શકવાથી તેમને જે અસુખ થાય તેનું નામ ઇર્ષ્યા. અને એ ઈર્ષ્યા-અદેખાઈ-અસૂયા વચનરૂપે બ્હાર ભભકે-તેના પર-પુંઠે અવગુણુ-અવર્ણવાદ બોલવા તે નિંદા કહેવાય.

બ૦—જે વાત જેવી બની હોય તે વાત તેવી યથાર્થ કરીએ તો તેમાં શ્યો વાંધો છે ? એ શું નિંદા કહેવાય ?

ક૦—કોઈનામાં કોઈ જાતનો અવગુણુ-દોષ જગજાહેર હોય, છતાં તેનો અવગુણુ-દોષ બીજા પાસે પ્રકાશીએ, એ તેના વાંસાનું માંસ ખાવા બરાબર છે. એમ જ્ઞાની પુરૂષોએ શાસ્ત્રોમાં કહેલ છે. માટે એ તો મ્હોટામાં મ્હોટી નિંદા

ગણાય. એવા નિંદક માણસને જ્ઞાનીઓએ અધમ કોટીનો ગણાવ્યો છે.

પ્ર૦--ત્યારે અધમ અને ઉત્તમ માણસ કેમ ઓળખાય?

ઉ૦--માણસ ચાર પ્રકારના કહ્યા છેઃ-અધમ, અધમાધમ, ઉત્તમ અને ઉત્તમોત્તમ. તેમાં ગુણીમાંથી ગુણ ગ્રહણ કરે તે ઉત્તમ. અવગુણીમાંથી પણ ધર્મરાજાની પેઠે ગુણ ગ્રહણ કરે તે ઉત્તમોત્તમ. અવગુણીમાંથી અવગુણ ગ્રહણ કરે તે અધમ. અને ગુણીમાંથી પણ દુર્યોધનની પેઠે અવગુણજ ગ્રહણ કરે તે અધમમાં અધમ ગણાય. એમ ત્રીજા અંગ સૂત્રમાં જ્ઞાની પુરૂષોએ કહેલ છે.

પ્ર૦—એવી નિંદા-વિકથા કયે કયે ઠેકાણે થતી હશે?

ઉ૦—પાણીના નેસે-કુવા, નદી કે તળાવે-જ્યાં સ્ત્રીઓ ન્હાવા ધોવા કે પાણી ભરવા માટે ભેગી થાય, સેવ પાપડ વણવા ભેગી થાય, સાદી ગમીના પ્રસંગે અને વધારામાં ઉપાશ્રય, ધર્મશાળા કે ધર્મસ્થાનકોમાં સ્ત્રીઓ ભેગી થાય ત્યાં નિંદા-વિકથાઓ પણ થાય, તેમજ બેઠકો, ચોરાઓ, લુહાર-સુતાર વિગેરેની દુકાનો અને ચૌટા કે બજાર વિગેરેના ઓટલા, ઈત્યાદિક ઠેકાણે પુરુષો પણ ભેગા થઇ ગામ ગપ્પા, દેશ ગપ્પા, નિંદા કે વિકથા ચલાવે.

પ્ર૦--અરે !....ધર્મ જગ્યાઓમાં પણ જ્યારે નિંદા-વિકથાઓ કરી પાપનાં પોટલાં બંધાય, તો પછી કર્મથી છૂટવાનું ઠેકાણું કયું ?

ઉ૦--ધર્મ જગ્યાઓ એ તો આજકાલ કર્મ બંધનનાં

ઠેકાણું થઈ પડયાં છે. દેખવામાં તો સામાયિક, પડિક્કમણું, પોષા, વ્રત-પચ્ચકખાણુ, તપ, જપ અને સાધુ સંતના સમાગમ વિગેરે કરે, પરંતુ જ્યાં નિંદા વિકથા થઇ, મ્હારા ત્હારાપણાની મમતો બંધાઇ અને વેર ઝેર વધ્યાં એટલે કર્યું-કરાવ્યું બધું પાણી થઇ જાય અને પાપનાં પોટલાં બંધાય ત્યાં ઉપદેશની અસર પણ કયાંથી થાય ?

બ૦--સંસારમાં રખડાવનારી એવી નિંદા માણસો શા માટે કરતા હશે ?

ક૦—ભારે કર્મી જીવડાઓ-જેમને ધર્મ ઉપર રૂચિ ન હોય, અગર ફક્ત સામાયિકાદિક ક્રિયાઓમાંજ ધર્મ માની લીધો હોય, જેઓને ગમે તેમ સમય પસાર કરવો હોય, સ્વ-પરના હિતની ચિંતા ન હોય અને જેમને સમયની કે કર્મબંધનની દરકાર ન હોય, તેવાઓ નિંદા-વિકથા ન કરે તો વખત કેમ જાય ? માટે નિંદા-વિકથા કરીને પોતાના મનને રાજી કરે.

બ૦--એવી નિંદા-વિકથા કરનારાઓને કંઇ ફળ મળે ખરૂં ?

ક૦--ફળ તો દરેક ક્રિયાઓનું મળ્યા વગર ન જ રહે. સારાનું ફળ સારૂં અને બૂરાનું ફળ બૂરૂં મળે જ. નિંદા-વિકથા અને ઈર્ષ્યા એ બૂરૂં કામ હોઈ તેનું ફળ પણ બૂરૂં જ મળે એ તો દેખીતું છે. કર્મબંધન થાય, કજીયા-કલેશ થાય, તથા તપ-જપ-સંયમ અને કરેલી બધી ધાર્મિક ક્રિયાઓ પણ નિષ્ફળ જાય. નિંદા એ મીઠા (નિમક) સરખી છે. જેમ મીઠું જે ઠામમાં રહે તે ઠામને ઘણે કાળે ખાઈ જાય, તેમ

નિંદા કરનારનાં પુણ્ય પણ દિવસ જતાં ખવાઈ જાય. અને પુણ્ય ખવાયાં એટલે તેની પાયમાલી થતાં વખત ન લાગે. તેવા દાખલા તો અનેક દુનિયા પર તપાસ કરતાં પણ મળી શકે તેમ છે. તેમજ સૂર્ય સામે ધૂળ ફેંકનારની પોતાની જ આંખો ભરાય, તેવી રીતે ઈર્ષ્યા-નિંદા કરનારને પણ તેને પોતાને જ તેનું ફળ ચાખવું પડે છે.

બ૦--નિંદા કરનારાઓ કોની કોની નિંદા-ઈર્ષ્યા કરતા હશે ?

ક૦--નિંદા-ઈર્ષ્યા તો બધાની કરે. રાજાનીએ કરે અને રાંકની પણ કરે. તેમાં પણ જ્યાં સુધી સાધુ-સાધ્વી મળે ત્યાં સુધી બીજાની ઓછી કરે. કારણ કે બીજાઓની નિંદા કરતાં તો પૂછાણું લેવાય અને કોર્ટે પણ ચડાવે, પરંતુ સાધુ-સાધ્વીઓ તો સાંભળીને બેસી રહે, બીજું શું કરી શકે ?

બ૦--આપણે ત્યારે શું કરવું ?

ક૦--આપણે દરેકમાંથી ગુણ લેતાં શીખવું. જેમ **શ્રી** કૃષ્ણ વાસુદેવે મરી ગયેલા કુતરાના ગંધાતાં કલેવરમાંથી પણ તેના મોઢામાં રહેલી દાંતની બત્રીશી વખાણી, પરંતુ બીજાઓની માફક દુગંછા કરી નાક આડે છેડો ન દીધો. તેવી રીતે આપણે પણ ગુણગ્રાહી થવું, પરંતુ કોઈની પણ નિંદા-વિકથા કે ઈર્ષ્યા તો ન જ કરવી.

બ૦--બહુ સારૂં.....જયજિનેંદ્ર !!!

卐

# ૧૬-ધર્મના નિમિત્તે ધમાલ

પ્ર૦—આજે ગામમાં અટ્ઠાઈ-મહોચ્છવ ચાલી રહ્યો છે, જ્યાં બધા લોકો જાય છે, જ્યારે તમે કેમ અહિંજ બેઠા છો?

ઉ૦—એ ધમાલમાં શું જવું હોય? ત્યાં તો માત્ર સારૂં પ્હેરી ઓઢી મોજ કરવા માટે જ બધા ભેગા થાય છે.

પ્ર૦—અરે!....જુઓ તો ખરા, ત્યાં કેવો સરસ મંડપ બંધાયો છે! ઝગડાગઢની કેવી મજાની રચના કરવામાં આવી છે! જ્યાં બેન્ડવાજાં વાગી રહ્યાં છે, કંઈક સગાં-વ્હાલાં-હેતુ-મિત્ર વિગેરેને મળવાનો જ્યાં પ્રસંગ આવશે, મિષ્ટાન્નનું ભોજન મળશે, પ્રભાવનાઓ વ્હેંચાશે અને સાધુ-સાધ્વીયોનાં દર્શન થશે. આવી તક ફરી ફરી કયાંથી આવશે? માટે....ચાલો તો ખરા.

ઉ૦—ના....એવી ધામધૂમમાં ચાલવાનું મન થતું નથી. એ તો ધર્મના નામે માત્ર ધમાલ જ છે. એથી શ્યો લાભ?

પ્ર૦ અરે!....શ્રીમંત લોકો પોતાના ઉત્સાહથી એ માર્ગે દ્રવ્ય વાપરી પોતાના ધનનો સદુપયોગ કરે છે, તે તમને ધમાલ લાગે છે, એનું શું કારણ?.

ઉ૦—જ્યારે દુનિયામાં આપણા ભાઇયો-કરોડો સ્ત્રી-પુરૂષો બાળ-બચ્ચાં સહિત નિરાધારપણાનાં દુઃખે આંખમાંથી આંસુ રેડે છે. ખાવાને અન્ન, પહેરવાને કપડાં અને રહેવાને જગ્યા પણ જેમને નથી મળતાં, જ્યાં ત્યાં ભટકીને મહાકષ્ટે વરસ સરખા દિવસો કહાડે છે. એવા સમયે શ્રીમંતો આવી ધમાલોમાં વાહ વાહ કહેવડાવવા હજારો કે લાખો ખરચી

રાજી થાય અને ધર્મગુરૂઓ પણ એવાં કામોમાં ઉત્તેજન આપે, એ કેવી ખેદની વાત છે? એમાં ધર્મ કયાં છે?

પ્ર૦—આયંબિલની ઓળી, ઉપવાસની અઠ્ઠાઈ, વર્ષિ-તપ, જ્ઞાનપંચમી, વિગેરે લાંબા કાળે પૂર્ણ થતી એવી અનેક પ્રકારની તપશ્ચર્યાઓ કર્યા પછી ઉજમણું, અઠ્ઠાઈ–મહોચ્છવ, ગામ ખરચ, ચોખરો, વાસણોની લ્હેણી અને પ્રભાવના વિગેરે કરીને ઉજવવામાં ન આવે તો તો બધું ઢોર લાંગણુ ગણાય. ઉજવ્યા વગર તપ સફળ કેમ થાય?

ઉ૦—શાસ્ત્રમાં કહ્યું છે કે 'એકાંત નિર્જરા–કર્મનો નાશ કરવા માટે જ તપ કરવું. પરંતુ આ લોક (આ ભવ)માં સ્ત્રી–પુત્ર કે ધન વિગેરેનું સુખ મળે, પરલોકમાં (પરભવમાં) ઈન્દ્ર કે ચક્રવર્ત્તી પ્રમુખની ઋદ્ધિ મળે અથવા તપ કરૂં કે જેથી મ્હારી યશઃ–કીર્તિ–પ્રશંસા થાય અને લોકો મને સાતા પૂછવા આવે, ઇત્યાદિક લાલસા રાખી તપ ન કરવું. એ પ્રમાણે શાસ્ત્રમાં કહ્યા મુજબ કોઈ પણ પ્રકારની લાલસા રાખ્યા વગર દરેક પ્રકારની તપશ્ચર્યા કરવી જોઇએ, કે જેથી કર્મોનો જલ્દી નાશ થાય–અંત આવે, સંસાર ઘટે અને તરત આત્માને શાશ્વત મોક્ષ સુખ મળે. પરંતુ લાલસા રાખીને કે વાહ વાહ કહેવરાવવા માટે જ તપ કરીને ખૂબ પૈસો વાપ-રવો એ તો ધર્મના નામે ધમાલ જ કહેવાય અને એથી સંસાર ઘટતો નથી પરંતુ વધે છે.

પ્ર૦—જેને એ પૈસા વાપરવાની ઈચ્છા હોય, અને વિવાહ વિગેરેનો કોઈ પ્રસંગ જીંદગીભર આવે તેમ ન હોય તો પછી તપના પ્રસંગ સિવાય બીજે કયે રસ્તે વાપરે?.

ઉ૦—જેને ધનનો સદુપયોગ કરવો હોય તેને ધન વાપરવા માટે રસ્તા તો ઘણા મળી શકે તેમ છે. જેવા કે:- નિરાધાર-દીન-દુ:ખી જીવોને દરેક જાતની સહાયતા કરવી. દુકાળ જેવા પ્રસંગે પશુઓને ચારો, પક્ષિઓને ચૂર્ણ, પાણીના પર્બો, બાળક-બાળિકાઓને શિક્ષણ-કેળવણી આપનારી સંસ્થા, જ્ઞાનનો પ્રચાર કરવા પુસ્તકો છપાવવા, પોંજણી-સૂપડી-પુસ્તક-નોકારવાળી-પાણી ગળવાનાં ગરણાં પ્રમુખની લ્હેણી-પ્રભાવનાઓ અને જીવદયા કરનારી સંસ્થાઓ વિગેરે ધન વાપરવાના અનેક માર્ગો છે.

પ્ર૦—ત્યારે દીક્ષા-પ્રસંગે પણ માણસો ઘણી ધામધૂમ કરી ખૂબ પૈસો વાપરે છે. તે વ્યાજબી ખરૂં કે કેમ ?.

ઉ૦—હાલના સમયમાં એ પણ ધર્મના નામે ધમાલજ છે.

પ્ર૦—ત્યારે પૂર્વકાળમાં ઘણા જીવોએ ધામધૂમથી દીક્ષા લીધી છે, એવા પૂરાવા શાસ્ત્રોમાંથી ઘણા મળી શકે છે. તેનું શું કારણ ?

ઉ૦—પૂર્વકાળમાં જીવો સરળ અને શ્રદ્ધાળુ હતા. એક જ ઉપદેશ સાંભળી વૈરાગ્ય પામતા. અને તેવા વૈરાગી જીવોને અને દીક્ષા આપનાર ગુરૂઓને ધામધૂમ થવાની એષણા-ચળશ ન હતી. છતાં ધર્મનો પ્રચાર કરવા અને ધર્મનો મહિમા વધારવા માટે જ દીક્ષા લેનારના માવિત્રો કે કુટું-બીઓ જ પોતાના ઉત્સાહથી તે પણ પોતાના જ ખર્ચે તેવી દીક્ષાઓ કરતા. તે કાળમાં લોકો પાસે કરોડોની મિલ્કત હતી. ઉદારતા પણ હતી. એટલે તે વખતે આજના જમાનાના લોકોની પેઠે બેકારી ન હતી. જ્યારે આ કાળમાં શ્રીમંત

ઓછા છે. તેમાં પણ ઉદારતા તો બહુ જ થોડી છે. એટલે બેકારી વધી છે. પૂર્વકાળમાં દીક્ષા લેનાર દરેક આત્માઓ જેવા વૈરાગ્ય રંગથી રંગાયલા હતા, તેવા હાલમાં બહુ જ ઓછા જોવામાં આવે છે. તથા તેવા નિર્લોભી ગુરૂઓ (વાડા વધારવાની મમતા વગરના) વિરલા જ છે. તેમને ધામધૂમથી દીક્ષા લેવી અને કરાવવી ગમે છે. તે દીક્ષાના પ્રસંગથી ભાગ્યે જ કોઇને (ધર્મથી અજાણ લોકોને) જૈનધર્મ ઉપર શ્રદ્ધા ચોંટે છે. ઉલટી એ દીક્ષાઓની હાંસી અને નિંદાઓ થતી જાય છે. અને ધર્મનો મહિમા વધવાને બદલે ઘટતો જ જાય છે. માટે એ દીક્ષાઓની ધમાલો પણ આ જમાનામાં બિન ઉપયોગી છે.

પ્ર૦—તમારી વાત બધી વ્યાજબી છે, પરંતુ દુનિયામાં આજકાલ એવો વા વાયો છે કે આ ઉપદેશની અસર થવી મુશ્કેલ છે. હવે આપણે શું કરવું ?

ઉ૦—ઉપદેશની અસર થાય કે ન થાય તેની ચિંતા નથી, છતાં આપણે સત્ય વસ્તુ જનતા પાસે જાહેર કરવી એ સત્ય-વક્તાની ફરજ છે. આપણે તો ચાલતી ધમાલો છોડી શાંતિ-સમાધિમય એકાંત નિર્જરા માટે બનતી ધાર્મિક પ્રવૃત્તિ કરવી, એવી ભાવના છે.

પ્રશ્ન કર્ત્તા:—તમારી ભાવના ઉંચી છે. હું પણ એ જ ઇચ્છું છું. સારૂં, જયજિનેંદ્ર !!!

卐

# ૧૭–લોભ વિષે સંવાદ

ક૦—કેમ....આજે તમારો ચ્હેરો પડી ગયો છે?

બ૦—બજારમાંથી ઘર ભણી આવતાં વચ્ચે એક માણસ યાચકોને દાન આપતો હતો, તે જોઈને મને થયું કે ‘ આ માણસ કેવો મૂર્ખો છે? ફોગટ ધન જેને તેને આપી દે છે. એ કરતાં મને આપે તો કેવું સારૂં! હું ભંડારમાં સંગ્રહી તો રાખું.’ એનો મને ખેદ થાય છે.

ક૦—અરે!....કોઇને દાન આપવું એ તો સંતોષી, દયાળુ અને ઉદારવૃત્તિવાળા માણસનું કામ છે. એવો દાનેશ્વરી માણસ દ્રવ્ય ઉપરથી મૂર્છા ઉતારી નિરાધાર–દીન–દુઃખી વિગેરેને દાન આપી પોતાના પૈસાનો સદુપયોગ કરે છે, એ તો પ્રશંસવા યોગ્ય છે. જ્યારે તમે પોતાને પૈસે તેવું દાન કરતા નથી, તેમ બીજો કરે છે તે પણ જોઇ શકતા નથી અને ઉલટું ‘ તે બીજાને ન આપે, પરંતુ બધું મને આપે તો સારૂં ’ એવું ઈચ્છો છો. અહા! આટલો બધો તમારો લોભ?!

બ૦—પૈસો એ ગૃહસ્થાશ્રમીઓનો ઈગ્યારમો પ્રાણ છે. ગૃહસ્થાશ્રમ એના વડે જ ચાલે છે. એના વડે જ માણસ ઉજળો છે. અને એનામાં જ બધા ગુણો સમાયલા છે. જુઓ, દુનિયાની કહેવતમાં શું કહ્યું છે? હરિગીત–

‘ધનવાન્ મનુષ્ય કુલીન છે ગુણવાન્ છે વક્તા વળી,
શાસ્ત્રો મહીં પણ પ્રવીણ છે પંડિત કહે જનતા મળી;
ને એ જ દર્શન યોગ્ય છે વાહ! વાહ!! કરે પડખે ચડી,

એ ગુણુ બધા છે જેહમાં તે વસ્તુ છે કાંચન-મણિ. ૧
....એ પૈસો કેવા કષ્ટે મળે છે, તેની ખબર છે? એવો પૈસો જ્યાં ત્યાં જેને તેને આપ્યા કરીએ તો કેટલા દિવસ ટકે? માટે તેને તો પ્રાણની માફક બરાબર સાચવી રાખવો જોઇએ.

ક૦—ગમે તે રીતે એ પૈસો સાચવી રાખીએ તોય શું? જ્યારે આંખો મીંચાશે, પરભવની મુસાફરીએ જવાનો વખત આવશે ત્યારે શું એ પૈસો સાથે ચાલશે? જુઓ, નવ નંદોએ પૈસો સમુદ્રમાં મ્હોટી ટેકરીઓ કરી સાચવી રાખેલો, સિકંદર પાસે ખજાના ભરપૂર હતા. સુભૂમ નામે આઠમા ચક્રવર્તી પાસે નવ નિધાનો હતાં, સોળ હજાર દેવો સેવામાં હાજર હતા, છતાં લોભ વધ્યો જેથી સાતમો ખંડ સાધવા ચાલ્યો. એ બધાની શી દશા થઈ? શું એ પૈસો સાથે ગયો?, કે તેમને દુર્ગતિમાં જતાં અટકાવી શકયો? માટે એ પૈસાનો મોહ છોડી સારે રસ્તે વાપરીએ તેટલો જ પોતાનો છે અને તે જ પરભવમાં સાથે આવશે, બાકીનો અહિં જ પડયો રહેશે. સમજ્યા કે?

બ૦—સંગ્રહી રાખેલો પૈસો કદાચ ભલે પરભવમાં સાથે ન આવે, પરંતુ પાછળ સ્ત્રી-પુત્ર વિગેરે કુટુંબીઓને કામ આવશે ને?

ક૦—એ પૈસો તો ઘણે ભાગે મેળવનારના ભાગ્યે જ મળ્યો હોય છે. એટલે મેળવનારનું આયુષ્ય પૂરૂં થતાં તે પૈસો પણ ફના થઈ જાય છે, એવા દાખલા ઘણા બન્યા છે અને બને છે. જુઓ, ઉપર બતાવેલા નવ નંદો, સિકં-

દર, સુભુમ ચક્રી વિગેરેનો પૈસો કોને કામ આવ્યો ? તેમજ આ કાળમાં પણ પિતાએ કમાવેલું ધન પાછળ ઉડાઉ અને કુસંગમાં પડેલા તેના પુત્રો ઉડાવી દે છે. અગર તેની પાછળ તેના કુટુંબીઓ તે ધન માટે લડી મરે છે.

બ૦—ત્યારે શું સ્ત્રી-પુત્ર વિગેરેનું ગમે તેમ થાય તેની ચિંતા ન કરવી ?

ક૦—જ્યાં સુધી આપણી હૈયાતી હોય ત્યાં સુધી સ્ત્રી પુત્ર વિગેરેનું પોષણ કરવું. પુત્ર-પુત્રીઓને સારા સંસ્કાર રેડવા પોત પોતાનું ગુજરાન સુખેથી ચલાવી શકે તેવી કેળવણી આપવી. અગર સ્ત્રી-પુત્ર વિગેરે અપોચીયા હોય તો તેમના ગુજરાન પૂરતું રાખી બાકીના દ્રવ્યની પોતાના હાથે દાન-પુણ્ય-પરોપકારના માર્ગે વ્યવસ્થા કરી નાખવી, કે જેથી આપણા પૈસાનો દુરૂપયોગ ન થાય અને આ ભવ તથા પરભવ સુધરે.

બ૦—જીંદગીના છેડા સુધી ધન ભેગું કરવાની ઈચ્છાથી અનેક કષ્ટો સહન કરી, ધન ભેગું કરી, સારે રસ્તે વાપર્યા વગર મૂકીને મરી જઈએ તો શું ગતિ બગડી જાય ?

ક૦—ધન ભેગું કરવાની ઝંખનાવાળા માણસનો પ્રથમ તો આ ભવ બગડે છે. કારણઃ-કુટુંબનો વિયોગ, ટાઢ, તડકા, ભૂખ, તૃષા અને જેના તેના કર્કશ-કઠોર શબ્દો સહન કરે. પારકી ગુલામી કરે. પેટમાં પૂરૂં ખાય નહિ. ક્યાંય પણ જમણ સાંભળે તો દોડયો જાય. ખીચડી, શીરો, લાપસી, રોટલા, રોટલી વિગેરે સાંજે બનાવેલ વધે તો રાખી મૂકે

બીજે દિવસે ખાય અને શીરા જેવી વસ્તુ ત્રણુ દિવસ પણ ચલાવે. કપડાં પણુ ફાટેલાં તૂટેલાં—થાગડ થીગડ પ્હેરે, પણ સાજાં કે ચોકખાં તો ન જ પ્હેરે. ત્યારે દાન કરવાની તો આશાએ શી રાખવી ? એ રીતે એની આખી જીંદગી દુઃખ-મય પસાર થાય, એટલે આ ભવ તો બગડયો. ત્યાર પછી આ ભવમાં ધન કમાવવા માટે હિંસાઓ—આરંભ—સમારંભ, કુડ કપટ, ચોરી દારી, વિશ્વાસઘાત અને વેર—ઝેર કરી, કર્મથી ભારે થઈ, મરીને દુર્ગતિમાં જાય એટલે તેનો પર-ભવ પણુ બગડે. અર્થાત્ આ રીતે લોભી માણુસના બન્ને ભવ બગડે છે.

બ૦—જે તમે કહો છો તે તદ્દન સાચું જ છે. મેં પણુ પૈસો તો એવી જ રીતે ભેગો કર્યો છે. પણ હજી સુધી મને સંતોષ વળ્યો નથી. પૈસાનો મોહ છૂટતો નથી. જાણે આખા લોકનું ધન મને મળી જાય તો ઠીક. તો પછી દાન કરવાનું—દેવાનું મન તો કયાંથી થાય ?

ક૦—શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—લોકમાં દ્રવ્ય અસંખ્યાતું છે અને એક માણુસને ઈચ્છાઓ આકાશ સમાન અનંતી છે. કહો,....સંતોષ શી રીતે વળે ? ઈચ્છા કેમ પૂર્ણ થાય ? કદાચ ત્રણે લોકનું રાજ્ય મળી જાય તો પણુ સંતોષ તો ન જ વળે. માટે પૂર્વ ભવમાં જો કંઈક દાન—પુણ્ય કર્યું હશે ત્યારે તો અત્યારે પુષ્કળ ધન મળ્યું છે. અને જો અત્યારે પણ પૈસા ઉપરથી મોહ ઉતારી જેટલું હાથે સારે (દાન—પુણ્યના) માર્ગે વાપરશો તેટલું જ તમારૂં છે, તે જ પરભવમાં સાથે ચાલશે અને અંતે સદ્ગતિમાં પણ જઈ શકશો. બાકીનું

[સારે માર્ગે વાપર્યા વગરનું] બધું દ્રવ્ય બીજા ખાશે અને ફોગટ લડી મરશે. માટે હમણાથી જ એની વ્યવસ્થા કરવા માંડો.

બ૦—કઇ રીતે વ્યવસ્થા કરવી ?, તે સમજાવો.

ક૦—હવેથી ધન મેળવવા માટે સંતોષ રાખી–તૃષ્ણા છોડી દઇને ધંધો–રોજગાર કરવાના ગુરૂ મહારાજ પાસેથી નિયમ લઈ લેવા. અને જે ધન તમારી પાસે છે તેના ત્રણ ભાગ પાડવા. એક ભાગ જ્યાં જરૂરી હોય તેવા પરોપકારનાં કામોમાં વાપરવા માટે, એક ભાગ કુટુંબના નિર્વાહ માટે રાખો અને એક ભાગ તદ્દન અનામત કોઈ સારે ઠેકાણે વ્યાજુ રાખો, અગર જમીનમાં ડાટી રાખો. તે જ્યાં સુધી તમારી હૈયાતી છે ત્યાં સુધી તમારૂં અને પાછળ તમારા સ્ત્રી–પુત્ર વિગેરે વારસુઓનું. એ પ્રમાણે વ્યવસ્થા કરી નાંખો એટલે તમારા ઉપરથી પરિગ્રહનો બોજો ઓછો થશે, પુણ્ય બંધાશે અને અંતે સદ્ગતિ પામશો.

બ૦—બહુ સારૂં સમજાવ્યું. તમારો ઉપકાર કદી નહિ ભુલું. બસ, હવે મ્હારા દ્રવ્યની તમારા કહેવા મુજબ જ વ્યવસ્થા કરી નાંખું છું. સારૂં, જયજિનેંદ્ર ! ! !

卐

# ૧૮—આહાર તેવો ઓડકાર.

પ્ર૦—કેમ....આજે ગામમાં જમણવાર છે અને તમે ઘેર બેઠા રોટલા ખાઓ છો ?

ઉ૦—મૃત્યુ ભોજન ન કરવાનો નિયમ છે.

પ્ર૦—એમાં શ્યો દોષ છે ?

ઉ૦—આપણે માણુસ પ્રત્યે ખરો પ્રેમ હોય તો તેના મરણ પાછળ આપણાથી મિષ્ટાન્ન શી રીતે જમાય ? તેમાં વળી આજકાલના વ્યવહારો કેવા છે ? નબળી સ્થિતિના માણુસને પણ કરજ કરીને દહાડો કરવો જ જોઈએ. જો ન કરે તો માણુસો વાતો કરે કે–' હાંઉ પોતાના મા બાપ વિગેરે ગુજરી ગયા તોય તેમની પાછળ પાશેર પાણીયે ન વાપર્યું. ' આવા લોકાપવાદથી ડરીને ન છૂટકે ઈચ્છા ન હોય તો પણ કરજ કરીને કરેલું મૃત્યુ ભોજન એ સમજુ અને વિવેકી માણુસે તો ન જ કરવું જોઇએ.

પ્ર૦—જો એમ હોય તો ભોજન જમાડયા સિવાય મરનારના આત્માને પુણ્યાર્થ શી રીતે થઈ શકે !

ઉ૦—મરનારની પાછળ ભોજન જમાડવાથી મરનારના આત્માને કશુંએ પુણ્ય મળતું જ નથી. મરનારે જીવતાં જે પોતાના હાથે વાપર્યું હોય, અગર મરતાં પહેલાં કંઇ પુણ્યાર્થે વાપરવાની કોઈને ભલામણ કરી હોય અને પાછળ જે વપરાય તેનો લાભ મરનારના આત્માને મળે, તે સિવાય લાભ મળે નહિ. વળી જીવતાં તો જેણે મરનારની જરાયે

સેવા કરી ન હોય, તેની ઇચ્છાઓ પૂરી કરી ન હોય તેને સંતોષ્યો ન હોય અને નાક વધારવા પાછળ હજારોનો ધૂમાડો કરે એ શા કામનું ? કદાચ વ્યવહાર સાચવવા પૂરતું કરવું હોય અને ન્હાનાં બાળકો, ગરીબ લોકો કે ભિક્ષુકોને જમાડે તો એ એક વાત જૂદી છે, પરંતુ વધારે પડતું કરવું એ તો વ્યર્થજ છે.

પ્ર૦—ઘરમાં પૈસો પુષ્કળ હોય અને એ નિમિત્તે ન વાપરે તો બીજે કયે રસ્તે વાપરે ?

ઉ૦—એ નિમિત્તે જેને વાપરવું હોય તેને બીજા રસ્તા ઘણા છે. સાંભળો:–દુકાળ પ્રસંગે જાનવરોને ચારો, નિરાધાર માણસોને મદદ, બાળક–બાળિકાઓને કેળવણી, વિધવા વિગેરે સ્ત્રીઓ માટે શિક્ષણ અને રક્ષણ સંસ્થા, જીવદયા ખાતાં, માંદાં માટે દવાખાનાં, ધર્મકરણી કરવાનાં સાધન–ધર્મજગ્યા અને જ્ઞાનનાં સાધન–પુસ્તકો છપાવવાં, તેનો પ્રચાર કરવો વિગેરે અનેક રસ્તા છે. મરનારનો પૈસો એ રસ્તે વપરાય તો જરૂર દશમો ભાગ મળનારને મળે. માટે મૃત્યુભોજન કરવું કે એમાં ઉત્તેજન આપવું એ વિવેકી માણસોને છાજતું નથી.

પ્ર૦—ત્યારે આગળ વિવાહ નિમિત્તે થયેલાં જમણમાં કેમ આવ્યા નહોતા ?

ઉ૦—એ જમણમાં બનેલું–મિષ્ટાન્ન પરદેશી ખાંડ–સાકરનું હતું અને તે પણ રાત્રે અગાસામાં ( ખુલ્લી જગ્યામાં ) બનાવેલું હતું. એટલે એવું ભોજન પણ ન કરવાનો મ્હારો નિયમ છે.

પ્ર૦—અરે !....એમાં તે વળી શ્યો દોષ છે ?

ઉ૦—અગાસામાં રાત્રે રાંધવામાં કંઈક ઝીણાં જંતુઓ ભોજનમાં પડે, એથી માંસાહારનો અને જીવહિંસાનો દોષ લાગે. શાસ્ત્રમાં જ્યાં રાત્રે ખાવામાં પણ હિંસા વિગેરેના દોષ બતાવ્યા છે, તો પછી રાંધવામાં તો અધિક દોષ હોય એ દેખીતું છે. તથા પરદેશી ખાંડ–સાકરમાં તો ભારોભાર હાડકાંનો ભૂકો મેળવવામાં આવે છે અને સૂઅર કે ગાયના લોહીથી તેને ધોઇને સાફ–શુદ્ધ કરવામાં આવે છે. કહો, એવું દેખીતું અશુદ્ધ ભોજન કેમ કરી શકાય ?

પ્ર૦—ત્યારે તો માણુસો ચા અને વિલાયતી દવાઓ વાપરે છે, તેમાં તો કંઈ દોષ નથી ને ? કે છે ?

ઉ૦—હાસ્તો, ચામાં અશુદ્ધ ખાંડ પડે છે અને ચા તથા વિલાયતી દવાઓ પણ અશુદ્ધ જ છે.

પ્ર૦—ચા અને વિલાયતી દવાઓ કેમ અશુદ્ધ છે ?

ઉ૦—ચા આસામના બગીચાઓમાં બને છે. ત્યાં હિંદના મજૂરોને લલચાવીને લઈ જવામાં આવે છે. એકતો ઋતુ ગરમ અને ચાનાં છોડવાં પણ ગરમ. તેવી સ્થિતિમાં મજૂરોના કામમાં જરા ફેર પડે તો તેના ઉપરીઓ તેને ખાવાનું બંધ કરે અને મીણે પાયેલાં તાંતણા (ચાબૂક) વડે માર મારે. સોટા ઉપડી આવે અને તેમના વાંસામાંથી લોહીની ધારા વહે. તેવી સ્થિતિમાં તેમની પાસેથી કામ કરાવે. એમનું લોહી ચાનાં છોડવાંમાં છંટાય. આવી રીતે તેમની જીંદગી ત્યાં જ દુઃખથી ખલાશ

થાય. કુટુંબ ભેગા તો તેમને થવા જ ન આપે. કહો, જેમાં મનુષ્યોનું લોહી સિંચાતું હોય તેવી ચા દયાળુ માણસ પી શકે ખરો? વળી વિલાયતી દવાઓમાં જાનવરો અને મનુષ્યોનાં શરીરનાં લોહી, માંસ, ચરબી વિગેરે અપવિત્ર પદાર્થોનું મિશ્રણ કરવામાં આવે છે, એ પણ જગ જાહેર છે. કહો, હવે એ ચા અને વિલાયતી દવાઓ પણ આપણાથી કેમ વાપરી શકાય?

પ્ર૦—એ સિવાય બીજું પણ કંઇ અશુદ્ધ છે ખરૂં?

ઉ૦—મીલનું કપડું-જેના ઉપર ચરબીની ખેળ લાગે છે. સંચાઓને પણ ચરબી લગાડવામાં આવે છે. મીલોમાં રહેલા ગરમ પાણીના કુંડમાં અનેક જંતુઓનો સંહાર થાય છે. જ્યાં વ્યભિચાર સેવાય છે. અને જરા જો કપડાંનો છેડો ગફલતથી સંચામાં આવી જાય તો માણસ તેમાં સપડાઈ જઈ મરણ પામે છે. માટે મીલનું કપડું પણ અશુદ્ધ ગણાય. તે આપણે પ્હેરી ન શકીએ. ત્યારપછી ગરીબોની ગર્દન કરી પેદા કરેલું અને કસાઈ-ધીવર-રબારી-વેશ્યા-વકીલ-ડોકટર કે વૈદ (જે અનીતિ-અન્યાય-જોર જુલમ કરી, કે પંચેન્દ્રિયની ઘાત થવામાં ભાગીદાર-પ્રેરક બનીને પૈસા કમાવનારા હોય તેવા) તથા ચોર-વ્યભિચારી-કન્યા વિક્રય કરનારા તેમજ મેલી વૃત્તિથી-અણહક્કથી મેળવનારાઓનું ધન કે ધાન્ય-અનાજ એ પણ અશુદ્ધ જ ગણાય.

પ્ર૦—એવાં અશુદ્ધ ખાણાં, પીણાં અને પોશાક વિગેરે વાપરીએ તો શું નુકશાન થાય?

ઉ૦—એવાં અશુદ્ધ દ્રવ્યો—પદાર્થોના ભોગવટાથી

ભ્રષ્ટ થાય. વ્યભિચાર વધે. જુઓ તો, આજકાલ કેવા ગોટાળા ચાલી રહ્યા છેઃ–સસરો અને પુત્ર વહુ, દેવર અને ભોજાઈ, મ્હોટો ભાઈ અને ન્હાના ભાઈની સ્ત્રી, ભાઇ અને બ્હેન, દીકરો અને ઓરમાન મા, જમાઈ અને સાસુ, તથા એક નાતવાળા બીજી ગમે તે નાતવાળી સ્ત્રીઓ, આમ પરસ્પર લોક વિરૂદ્ધ કેટલો બધો વ્યભિચાર સેવાઇ રહ્યો છે, તે શું તમે નથી જોતા કે નથી સાંભળતા? અરે ! છડે ચોક રાંડો રખાય છે ! ભાઈ ભાઇ સાથે, દીકરા બાપ સાથે, ધણીંયાણી ધણી સાથે, વિગેરે પરસ્પર લડે છે. કોર્ટે ચડે છે, ઝાઝા મોજ–શોખ સૂઝે છે, ધર્મના કારણે ઝઘડા થાય છે અને સાધુઓ પોતાના આચાર-વર્તનથી ભ્રષ્ટ થાય છે. આ બધો પ્રતાપ કોનો છે ? આ શું નુકશાની ઓછી ગણાય ? એ બધો અશુદ્ધ ખાણાં, પીણાં અને પોશાક વિગેરે પદાર્થો વાપરવાનો પ્રતાપ છે. 'આહાર તેવો ઓડકાર' સમજ્યા કે ?

પ્રશ્નકર્ત્તાઃ—સાચું સમજાવ્યું. એ તો પ્રત્યક્ષ દેખાય છે, પરંતુ લોકોનું વલણ કે વર્ત્તન સુધરવું મુશ્કેલ છે. આપણે આપણું સુધારીએ એજ સારૂં છે. જયજિનેંદ્ર ! ! !

卐

# ૧૯—દેશાચાર કે કુળાચાર.

ક૦—આ બધા કોણુ જાય છે?

બ૦—કેમ નથી ઓળખતા? એ તો સોમચંદ ગાંધીનું કુટુંબ છે.

ક૦—અરે? સોમચંદ ગાંધીનું કુટુંબ તો જગ પ્રસિદ્ધ છે. એના આખાએ કુટુંબને તો મેં જોએલ છે. તો પછી કેમ ઓળખાયું નહિ?

બ૦—ગાંધી પોતે ગુજરી ગયા પછી એનું કુટુંબ હાલ પરદેશ વસે છે. આજે જ પરદેશથી આવેલ છે. પરદેશમાં વસવાથી, ત્યાંના લોકોના પરિચયથી પારસી જેવો પહેરવેશ થઈ ગયો છે. એટલે તમે ઓળખી શકયા નહિ.

ક૦—આજકાલ આપણા લોકો જરા પરદેશ જતાં શીખ્યા એટલે દેશાચાર કે કુળાચાર બદલી નાંખે છે, એ વ્યાજબી નથી.

બ૦—દેશાચાર એટલે શું?

ક૦—ધન કમાવવા માટે પરદેશ–ગમે તે દેશમાં જઈ વસીએ છતાં પણ પોતાના દેશના ખોરાક, પોશાક અને ભાષા બદલીયે નહિ તે દેશાચાર કહેવાય.

બ૦—પરદેશ જઈ બે પૈસા કમાયા જેથી આચાર-વિચાર સુધારીએ તેમાં શ્યો વાંધો છે?

ક૦—પરદેશ જઈ આવીને પ્રથમ અભણુ હોઈએ ને વિદ્યા મેળવીએ, ગમાર હોઈએ ને ચાલાક–ચતુર બનીએ,

ઉડાઉ હોઈએ ને કરકસરવાળા થઈએ, ચા-બીડી-સોપારી-જુગાર-વ્યભિચાર વિગેરે વ્યસનોમાં ફસાયલા હોઇએ ને ત્યાગવૃત્તિવાળા થઈ સદ્‌ગુણી તેમજ પવિત્ર બનીએ, લોભી-અસત્યવાદી કે હરામવૃત્તિવાળા હોઇએ ને સંતોષી-ઉદાર-સત્યવાદી કે શુદ્ધ દાનતવાળા બનીએ, કુસંગ છોડીને સત્સંગી બનીએ અને આંટી-ઘૂંટી-વૈર-વિરોધ દૂર કરીને દરેકની સાથે પ્રેમથી વર્ત્તતાં શીખીએ તો જ સુધર્યા કહેવાઈએ.

બ૦—ત્યારે વેશ કે ભાષામાં સુધારો કરીએ એ આચાર વિચાર સુધર્યા ન કહેવાય?

ક૦—પ્રથમ આપણે ફાટેલાં કે મેલાં-ગંદાં કપડાં પ્હેરતા હોઈએ અને બોબડી તોતડી કે સંબંધ વગરની અશુદ્ધ તેમજ અપશબ્દોવાળી ગલીચ ભાષા બોલતા હોઈએ તો પરદેશ જઈને સ્વચ્છ, સાદાં અને મર્યાદાવાળાં કપડાં પ્હેરતાં શીખીએ અને ભાષા મધુર, શુદ્ધ, વિવેક સહિત, નીતિ-ને નમ્રતાવાળી તેમજ જરૂર પૂરતી બોલતાં શીખીએ એ તો સુધારો ખરો; પરંતુ પોતાના દેશના વેશ અને ભાષાને તદ્દન બદલાવી અન્ય દેશ કે જ્ઞાતિના વેશ અને ભાષાને માન આપીએ તો દેશાચાર રહી શકતો નથી, અને આચાર વિચાર સુધર્યા પણ કહેવાય નહિ.

બ૦—કદાચ વેશ બદલી નાંખે તો નુકશાન શું થાય?

ક૦—પરદેશમાં જઇ ફેશનેબલ [પોતાના દેશનો વેશ છોડીને યુરોપીયન કે પારસી લોકો જેવો] વેશ ધારણ કરનાર માણસનું મુંબઈ જેવા શહેરમાં હાલતાં ચાલતાં

મરણુ થઇ જાય અને જ્યાં તેનો કુટુંબી કોઇ પાસે હાજર ન હોય ત્યાં તેને શી રીતે ઓળખવો ? કારણુ કેઃ–માથામાં શિખા–ચોટલી ન હોય અને વેશ વિચિત્ર હોય એટલે મ્યુનિસિપાલિટીવાળાએ તે વખતે શું કરવું ?, એના શબનો અગ્નિસંસ્કાર કરવો કે જમીનમાં દફનાવવું ? તેની મુંઝવણુ થઈ પડે. માટે પોતાના દેશ કે જ્ઞાતિનો વેશ ગમે ત્યાં જઇએ છતાં બદલવો ન જોઇએ.

બ૦—ત્યારે પોતાના દેશની ભાષા બદલી નાંખતાં શું નુકશાન થાય ?

ક૦—સાંભળો, એક કહેવત સંભળાવું:–

'દેશ ગયો પરદેશ ગયો ને, શીખી આવ્યો વાણી;<br>
વોટર કહેતાં પ્રાણુ ગયા ને, ખાટલા નીચે પાણી.' ૧

ગમે તે દેશમાં જઈ ત્યાંની ભાષા શીખ્યા હોઈએ, છતાં પોતાના દેશવાસીઓ સાથે તો પોતાની જ ભાષામાં વાતચીત કરવી. કારણુ કે સામો માણુસ બીજી ભાષાનો અજાણુ હોય તો ખાટલા નીચે પાણી પડેલું છતાં વોટર વોટર કરતાં પ્રાણુ ગયા તેમ મહાન્ અનર્થ—નુકશાન થવા પામે.

બ૦—ત્યારે ખોરાક બદલવાથી શું નુકશાન થાય ?

ક૦—જે જીવ જે દેશમાં કે જે ભૂમિમાં ઉત્પન્ન થયો હોય, ત્યાંના હવા પાણીથી જ તેનું પિંડ બંધાયું હોય. એટલે તે દેશ કે તે ભૂમિનાં હવા, પાણી અને ખોરાક જ તેને અનુકૂળ આવે. દાખલા તરીકેઃ–ઝેરનો કીડો ઝેરમાંજ

જીવે, પણ સાકરમાં રાખો તો જીવે નહિ. તથા સાકરનો કીડો સાકરમાં જીવે, પણ ઝેરમાં ન જીવે. તેવીજ રીતે કદાચ ધન કમાવવા માટે પરદેશના હવા પાણી પણ લેવા પડે, છતાં જો પોતાના દેશનો ખોરાક ન મૂકે તો તેનું પિંડ–શરીર બનતા સુધી બગડે નહિ. જ્યારે આજ કાલ માણસોએ પોતાના ખોરાક મૂકયા તો વિશેષ પ્રમાણમાં વ્યાધિઓ–રોગચાળો વધ્યો. પછી બચાવ કરવો પડે કે 'પરદેશનું પાણી સીઆતું નથી.' પરંતુ પોતાની ભૂલ ન જુવે કે જ્યારે પોતાના દેશનો ખોરાક છોડયો, ખાવાના રસીયા બન્યા અને મોજ–શોખમાં ફસાયા તો શરીર બગડયું. માટે પોતાના દેશનો ખોરાક પણ કદી છોડવો નહિ. એ પ્રમાણે ખોરાક, પોશાક અને ભાષા પોતાના દેશના રાખીયે એ દેશાચાર સમજવો.

બ૦—પરદેશમાં વસવા છતાં પણ પોતાનો વેશ, ભાષા કે ખોરાક તે જ રાખે, બદલે નહિ, એવા લોકો હશે ખરા?

ક૦—હાસ્તો, જુઓ, મારવાડી લોકો, વોરા લોકો અને યુરોપીયન તથા કણબી વિગેરે કેટલાક લોકો પરદેશમાં જઈ આવ્યા હોય કે પરદેશમાં વસતા હોય છતાં પોતાનો વેશ, ભાષા કે ખોરાક વિગેરે બદલતા નથી. પોતાનો દેશાચાર રાખે છે માટે પ્રશંસવા યોગ્ય છે.

બ૦—ત્યારે કુળાચાર એટલે શું?

ક૦—ઉપર કહેલા દેશાચારમાં ખોરાક, પોશાક અને ભાષા સંબંધી સાદાઈ અને સદાચરણ બતાવ્યાં. તેમ કુળા-

ચારમાં દયામય ધર્મનું આચરણ કરવાનું છે, તથા પોતાના કુળના કે નાતના બંધારણ પ્રમાણે વર્ત્તવું જોઈએ.

બ૦—કુળાચારનો સ્પષ્ટ અર્થ શ્યો થાય છે ?

ક૦—કુળ એટલે સમુદાય-જથ્થો, તેનો આચાર એટલે વર્ત્તન-રીતિ રિવાજ. મનુષ્યનું કુળ અને જ્ઞાતિનું કુળ [ વાણીયાનું કુળ, બ્રાહ્મણનું કુળ, ક્ષત્રીયનું કુળ અને શૂદ્ર-નીચ કુળ ]. અથવા ઉચ્ચકુળ અને નીચકુળ. તેનો આચાર તે કુળાચાર. તેમજ સદ્ગુણના સમુદાયને પણ કુળ કહેવાય. દાખલા તરીકે:-આ માણુસ કુળીન છે. અર્થાત્ સારા કુળ-વાળો કે સદ્ગુણી છે. આ માણુસ આચારી વિચારી છે. અર્થાત્ સારા આચાર અને ઉચ્ચ વિચાર વાળો છે. એટલે એ ઉપરથી કુળાચાર એટલે સદ્ગુણો સહિત સારો આચાર એવો સ્પષ્ટ અર્થ થયો. જ્યાં કુળાચાર હોય ત્યાં અનીતિ, કપટ કે વ્યસનો ન હોય.

બ૦—દેશાચાર કે કુળાચાર કોણ પાળી શકે ?

ક૦—મનુષ્ય પાળી શકે, પણ પશુ-પક્ષી વિગેરે તિર્યંચો પાળી ન શકે.

બ૦—કેવો મનુષ્ય એ બન્ને પ્રકારના આચારો પાળી શકે ?

ક૦—જેનામાં ખરી માણુસાઇ હોય તેજ એ બન્ને આચારો પાળી શકે. તે સિવાયના ભલે મનુષ્ય જન્મ પામ્યા તેથી શું ? પરંતુ માણુસાઇ વગરના માણુસો પશુ સરખા ગણાય છે. જુઓ, શાસ્ત્રમાં શું કહ્યું છે:-

## હરિગીત છંદ.

'વિદ્યા નહિ કે તપ અને શુભ દાન કંઈ પણ છે નહિ,
નહિ જ્ઞાન શીલ ગુણો નહિ, તિમ ધર્મ પણ નહિ છે કંઈ;
એવા મનુષ્યો પૃથ્વીપર છે ભારભૂત દુઃખી સહી,
નરરૂપમાં પશુઓ સમજવા, વિચરતા પૃથ્વી મહિં. ૧

બ૦—માણુસાઈ વાળો માણુસ કયો કહેવાય ?

ક૦—જેનામાં વિદ્યા, તપ, દાન, જ્ઞાન (સત્ય વસ્તુની પિછાણુ કરાવનારૂં), બ્રહ્મચર્ય કે શિયળ, અનન્ય ક્ષમા આદિ સદ્દગુણો અને (દુર્ગતિ પડતા જીવને ધરી રાખે અને કર્મ બંધન થવા ન આપે તેવો) ધર્મ નથી, તેવા જીવો જગત્‌માં પૃથ્વીને ભારરૂપ છે. અને તે મનુષ્યના રૂપે મૃગ-પશુ ગણાય છે. અર્થાત્ તે માણુસાઈ વગરનો સમજવો. પરંતુ જેનામાં ઉપર બતાવેલા ગુણો હોય, તેમજ જેનું વર્ત્તન સાદાઈવાળું હોય; અર્થાત્ પોતામાં સદ્દગુણો કે પુષ્કળ ધન હોવા છતાં મર્યાદા અને નમ્રતાથી વર્ત્તે, રસગૃદ્ધી-ખાવાનો રસીયો ન હોય, પણુ ત્યાગવૃત્તિવાળો અને નિયમિત ખાન-પાન વાળો હોય, પરોપકાર વૃત્તિવાળો હોય અને દરેક કામ દેખાદેખીથી ન કરે, પરંતુ સારાસારનો વિચાર કરી પોતાને અને પરને જેથી લાભ થાય તેવા વિવેકથી કરે, તે માણુસાઇવાળો માણુસ કહેવાય. અને એવો માણુસ હોય તેજ બન્ને પ્રકારના આચારો પાળી શકે.

બ૦ કુળાચારવાળો માણુસ શું શું ન કરે ?

ક૦—માંસ ન ખાય, દારૂ-મદિરા ન પીએ, વેશ્યા કે

કોઇ પણ પરાઇ સ્ત્રી સાથે અને પરણ્યા પહેલા પોતાની (કુમારી) સ્ત્રી સાથે અનાચાર ન સેવે, કન્યા વિક્રય ન કરે, બિન અપરાધી પ્રાણી ઉપર પ્રહાર ન કરે, કૂડ-કપટ ન કરે, બદદાનત ન રાખે, વિષય-કષાયો ઓછા કરે, જુગાર કે સટ્ટો ન કરે અને ઉપર બતાવેલા ગુણો ધારણ કરે. તેવો માણસ કુળાચાર (કુલીનપણું) બરાબર પાળી શકે.

બ૦—દેશાચાર કે કુળાચારનું સ્વરૂપ અચ્છું સમજાવ્યું. હું પણ હવેથી એ પ્રમાણે વર્ત્તવા કોશીશ કરતો રહીશ.

સારૂં, જયજિનેંદ્ર ! ! !

卐

# ૨૦. જુગાર વિષે સંવાદ.

પ્ર૦—કેમ...ક્યાં જાઓ છો ?

ઉ૦—વ્યાખ્યાન સાંભળવા જાઉં છું.

પ્ર૦—અરે !....વ્યાખ્યાન તો પછી પણ સંભળાશે. આજે તો રમત કરીએ. ચાલો, આવો પર્વનો દિવસ પછી ક્યારે આવશે ?

ઉ૦—રમત કરતાં તો કોઈને લાગી જાય તો કજીયો થઈ પડે. પોતાને લાગે ફીટે, જીવોની હિંસા થાય, વખત ફોગટ જાય, તથા કોઈ પણ જાતની રમત કરવી એ નવરા માણસોને પરવડે. એમાં કંઇ પ્રમાણિકતા વધતી નથી, પરંતુ ઘટે છે.

પ્ર૦—બીજી રમત ન રમીએ, પરંતુ જુગાર રમવામાં શ્યો વાંધો છે?

ઉ૦—અરે!....તમે જુગાર રમો છો? એ તો ઘણું જ ખોટું કહેવાય.

પ્ર૦—હું જ રમું છું એમ નથી, પરંતુ ન્હાના મ્હોટા સ્ત્રી પુરૂષો ઘણાએ રમે છે. એમાં તે વળી ખોટું શું છે?

ઉ૦—ખોટું કેમ નહિ? જુગટું રમનાર રાજનો ગુન્હેગાર ગણાય છે. લપાઈ છૂપાઈને રમવું પડે છે. વડિલોને ખબર પડે તો ઠપકો મળે. પોલીસને ખબર પડે તો પકડીને શિક્ષા કરે. લોકમાં અપકીર્તિ થાય. અને જુગારી લોકો ઓળખે. એ શું ઓછું ખોટું ગણાય?

પ્ર૦—જુગાર રમતાં દાવ આવી જાય તો વગર મહેનતે લક્ષાધિપતિ થઈ જઈએ, એ શું લાભ ઓછો ગણાય?

ઉ૦—લક્ષાધિપતિ થવું એ તો ભાગ્યમાં હોય તો જ થવાય. પરંતુ "હાર્યો જુગારી બમણું રમે" 'જાણે આ દાવ આવશે કે બીજો દાવ આવશે' એમ કરતાં લાખો ગુમાવે તો ખરો જ. કહેવાય છે કે–'લેવા જાય વધુ ને ખોઇ આવે બધું.' જુઓ, પાંડવો અને નળરાજા જેવા ડાહ્યા પુરૂષો પણ જો જુગાર ખેલ્યા તો રાજપાટ હારી ગયા અને પારકી નોકરી–ગુલામી કરવી પડી, તેમજ રખડવું પડયું. માટે સારા માણસોનું એ કામ ન હોય. કારણ કે જુગારી ટોળીની સોબત અને જુગાર રમવાની ટેવ એવી બૂરી છે, કે એનાથી ચોરી, દારી અને અભક્ષ્ય ભક્ષણ વિગેરે નઠારાં વ્યસનો ઘર કરી બેસે છે.

પ્ર૦—ત્યારે બીજી કઇ રીતે ધન ભેગું કરી શકાય?

ઉ૦—અનેક પ્રકારની હુન્નર કળાઓ અને વ્યાપાર કરી ધન કમાવી શકાય.

પ્ર૦—હુન્નરકળાઓ અને વ્યાપારમાં તો અંગ મહેનત કરવી પડે. એ કરતાં સટ્ટો કે છક્કો પંજો ખેલીએ તેમાં શ્યો વાંધો છે? કારણ કે તેમાં જરાપણ અંગ મહેનત નહિ અને ઉપાધિ પણ ઓછી. ફરફાંસ લૂગડાં પ્હેરીને ફરીએ. ફક્ત 'લીયા–દીયા' એટલીજ જીભ હલાવવાનું કામ. અને તે મ્હોટા મ્હોટા સાહુકારો પણ કરે છે.

ઉ૦—અરે!....સટ્ટો અને છકકો પંજો એ તો સાહુકારી જુગાર છે. ઘડિકમાં લક્ષાધિપતિ અને ઘડિકમાં કક્ષાધિપતિ. એમાં પણ જુગારની માફક ભિખારી થતાં વખત ન લાગે. હાલમાં ઘણી જૂની પેઢીઓ જે વ્યાપાર કરતાં હજારો લાખો કમાવતી, તે જો સટ્ટામાં ઉતરી તો દેવાળાં ફૂંકયાં. અને નામ નિશાન પણ ન રહ્યું. વળી ઘણા વ્યાપારીઓ વ્યાપાર કરી પોતાના કુટુંબનું સુખેથી પોષણ કરતા અને કેટલાક લોકો તો પોતાની પાસે પૂરતી મૂડી થતાં ધંધો બંધ કરી દેશમાં બેસી રહેલા, પરંતુ જો ધર્મ કરણીમાં ચિત્ત ન ચોંટયું–સંતોષ રાખી ન શકયા અને પાછો સટ્ટો શરૂ કર્યો તો મૂળગી પૂંજી ખોઈ ને માથે કરજ થઈ ગયું. વળી પાછા મ્હોટી અવસ્થામાં પરદેશ ખેડવો પડયો. એવા તો અનેક દાખલા મળી શકે છે. માટે એ રસ્તે કદી ન જ જવું.

પ્ર૦—ત્યારે બીજા ધંધા કે નોકરી કરતાં તો ઘણી મહેનતની સાથે પારકી ગુલામી કરવી પડે, છતાં પૈસો જલ્દી

ભેગો ન થાય અને જીંદગી ભર ઢસેડા કરવા પડે. અર્થાત્ જીંદગી તો એમાં જ બરબાદ થઈ જાય, પછી ધર્મધ્યાન ક્યારે કરવું ?

ઉ૦—કોઈ પણ કામ વગર મહેનતે થતું જ નથી. મહેનત કરીએ તોજ રોટલા ભેગા થઈએ. મહેનત કરવાથી શરીરને કસરત મળે છે. ભૂખ બરાબર લાગે, અનાજ પચી જાય અને શરીર સારૂં રહે. પોતાની ધર્મકરણી માટે કલાક બે કલાક નિયમિત રાખી બાકીના સમયમાં વ્યાપાર–રોજગાર વિગેરે કરવો હોય તો બની શકે તેમ છે. માટે જુગાર અને સટ્ટા વિગેરે છોડીને નીતિથી ધંધો કરતાં જે મળે તેમાં સંતોષ રાખી બનતું દાન–પુણ્ય–ધર્મધ્યાન કરવું, એજ મનુષ્ય જીંદગીનો સાર છે. કારણકે અધિક તૃષ્ણા રાખવી એ વ્યર્થ છે. ભાગ્ય થકી અધિક કદી પણ મળતું નથી. 'હુન્નર કરો હજાર, પણ ભાગ્ય બિન મિલે ન કોડી.' માટે સંતોષ સમાન કોઈ સુખ નથી અને તૃષ્ણા સમાન કોઇ દુઃખ નથી. સંસારમાં પતન પામવાનાં નિમિત્તો પુષ્કળ છે, માટે સાવધાન રહેવું.

પ્રશ્નકર્ત્તાઃ—ઠીક સમજાવ્યું. હવેથી હું જુગાર ન રમવાનો કે સટ્ટા વિગેરે ન કરવાનો ગુરૂમહારાજ પાસેથી નિયમ લઈ આવીશ. ધર્મની ટેક સહિત નીતિ, ન્યાય અને સત્યપૂર્વક ધંધો કરતાં જે મળશે તેમાં સંતોષ રાખી શાંતિમય જીવન ગુજારીશ. તમારો આ ઉપકાર હું જીવતાં લગી કદી પણ નહિ ભુલું. સારૂં, જયજિનેંદ્ર !!!

卐

# ૨૧. રોવા–કૂટવા વિગેરેના કુરિવાજો અને વ્હેમો.

પ્ર૦—કેમ....આજે ગામમાં રડાકૂટ થાય છે, કોણુ મરી ગયું છે?

ઉ૦—આજે ગામમાં ચાંપલ ડોશી ગુજરી ગઈ છે, તેને સ્મશાને બાળવા લઈ જાય છે.

પ્ર૦—અહા!....જુઓ તો ખરા! આ બધાને કેટલું બધું દુઃખ લાગી આવ્યું છે? કે જેથી અસરાલ રૂદન કરી રહ્યા છે.

ઉ૦—બધાઓને તે કંઈ દુઃખ લાગતું હશે અને આંસુ આવતાં હશે? એ તો જેને મરનાર ઉપર અત્યંત મોહ હોય તેને જ દુઃખ લાગે અને આંસુ પણુ આવે. બાકી બીજા બધા તો વ્યવહાર સાચવવા માત્ર તોફાન જ કરે છે.

પ્ર૦—દુઃખ લાગ્યા વગર તે કંઈ આવું રૂદન આવતું હશે?

ઉ૦—એ નિમિત્તે આગળ મરી ગયેલા પોતાના વ્હાલાઓનું સ્મરણુ થતાં કદાચ કોઈકને દુઃખનાં આંસુ પણુ આવતાં હશે, પરંતુ એ રિવાજ તદ્દન ખોટો છે અને તે પણુ ઘણે ભાગે હિન્દુ સમાજમાં જ જોવામાં આવે છે.

પ્ર૦—સમાજ સાથે રહેવું હોય તેને એવો વ્યવહાર પણુ સાચવવો પડે, એમાં નુકશાન શું છે? એ વ્યવહાર ન સાચવે તો લોકો નિંદા કરે.

ઉ૦—વ્યવહાર પણ કંઇક વ્યાજબી હોય તો શોભે. આ તો સ્ત્રી પુરૂષો જતાં હોય ગુડાવાર ( લોકાઇએ કે ખરખરો કરાવવા ) અને રસ્તામાં તો હસતાં રમતાં, ઠઠા મશ્કરીઓ કરતાં ચાલ્યાં જતાં હોય; પરંતુ ગામમાં મરનારના ઘર પાસે જ્યારે આવે ત્યારે છેડા માથે નાંખી પોક નાંખે અને મોં વાળે. એ ઢોંગ નહિ તો બીજું શું ? એ જ પ્રમાણે બે માણસો લોકાઇએ ગયેલા, માથે છેડા નાંખેલો. નીચે નજર ન પડવાથી એક જણ પડયો કુતરા ઉપર. આવ્યું હસવું. લાજ રાખવા જેમ તેમ હસવું દબાવી 'ઓ ઓ ઓ' કરતાં વારા ફરતી હસ્યા કરે. આવા તો કંઈક દાખલા બન્યા જ કરતા હોય. વળી લોકો સાદડી ઉપર ભેગા થઈ બેસે ત્યારે બીડીઓ ફુંકતા હોય અને વિચિત્ર પ્રકારની ચર્ચાઓ કરતા હોય. કેટલાંક શહેરોમાં તો લોકો સ્મશાનમાં પણ ચા બીડીઓ ઉડાડે છે. શી એમની શોકની લાગણી ! શો એમનો વૈરાગ્ય ! અને કેવો મજાનો કુરિવાજ !

પ્ર૦—હિન્દુઓ સિવાય બીજી કોમોમાં શું એવો રિવાજ નહિ હોય ?

ઉ૦—બીજી કોમોમાં તો એવો કુરિવાજ નથી જ. પરંતુ કેટલીક હિન્દુ કોમોમાં પણ રોવા-કુટવાનો રિવાજ નથી. સ્મશાનમાં શબને લઈ જતી વખતે તો પોતાના ઇષ્ટ દેવનો જ તેઓ ઉચ્ચાર કરે છે.

પ્ર૦—એ લોકોમાં એવો રિવાજ કેમ નહિ હોય ?

ઉ૦—એ લોકો કેળવાયલા હોય છે, અને સમજે છે કે ' જે જન્મ્યો તે જાય, નથી રહેવાનો નિશ્ચય. ' રડવા—

કુટવાથી કંઇ મરનાર પાછો આવે તેમ નથી. આપણે પણ એજ રસ્તે જવું પડશે. રો કકળ કરવાથી મરનારને અશાંતિ થાય. માટે તેની શાંતિ માટે આપણે પણ મોહ છોડી શાંતિ જ જાળવવી જોઈએ.

પ્ર૦—આપણા લોકોમાં એવો કુરિવાજ કેમ પડયો હશે ?

ઉ૦—કેળવણીના અભાવે-અજ્ઞાનતાને લઇને. તેમાં પણ આપણી સ્ત્રી જાતિમાં એવા કુરિવાજો અને વ્હેમો ઘણા હોય છે.

પ્ર૦—બીજા એવા કુરિવાજો અને વ્હેમો કયા છે ?

ઉ૦—મરી ગયેલા તરસ્યા ન રહે માટે વડ-પીપળે પાણી રેડવું. ગોગો બાવો ( નાગ ) ઘરમાં આવી કરડે નહિ માટે નાગ-પાંચમ રહેવી. શીળી કે માતા ન નડે અને આંખો ન ઉઠે, માટે ટાઢી સાતમ કે શીતલા રહેવી, ટાઢું ખાવું અને શીતલાપૂજન કરવું. કોઇને કંઇ પીડા-રોગ થાય કે નજર લાગી છે, ભૂત-પ્રેત-શાકણી-ડાકણીનો વળગાડ છે, ઓછાયો પડયો છે, અગર કોઈકે કુકટવાડો કર્યો છે; માટે પીર, યક્ષ, બહુચરા કે ક્ષેત્રપાળ વિગેરેની બાધા ઝાલવી -માનતા કરવી, મંત્ર-યંત્ર કરાવી માદળીયું બાંધવું અને ભુવા ભરાડા ધુણાવવા. વિવાહ પ્રસંગે વર-વહુનો વેલો-પરિવાર વધે માટે ખારેક અને સોપારી વડે ઉકરડા-પુંજા પૂજવા. સંતાનની પ્રાપ્તિ માટે તાબૂત નીચેથી તથા જૈનસાધુની માંડવી નીચેથી નીકળવું અને શ્રીફળ કે ખજુર વિગેરે ચડાવવી. અને વેવાણોએ પરસ્પર ફટાણા ગાવાં. વિગેરે અનેક કુરિવાજો અને વ્હેમો રહેલા છે.

પ્ર૦—એ બધા કુરિવાજો કે વ્હેમો તરીકે શા માટે ગણાવ્યા અને એથી શું કંઈ લાભ નહિ થતો હોય?

ઉ૦—જેનાથી કંઈ પણ ફળ ન મળે તેવા વ્યવહારોને કુરિવાજો કે વ્હેમો તરીકે ગણી શકાય. આપણે વિચાર કરીએ કે 'આપ મુઆ વિના સ્વર્ગે ન જવાય.' જે ખાય તેની ભૂખ જાય. એ ન્યાયે વડ-પીપળે પાણી રેડીયે અને મરી ગયેલા આત્માને પ્હોંચે એવી માન્યતા એજ વ્હેમ. નાગ-પાંચમ રહેવા છતાં સર્પ કરડે છે. ટાઢું ખાય અને શીતલા પૂજે, છતાં આંખો ઉઠે છે. ઓરી[1] અછબડા, નૂરબીબી, ચૂનડી, મોતીઝરો અને માતા નીકળે છે. માનતા-આખાઓ કરવા છતાં પીડા-રોગ ન જાય તે પણ દેખાય છે. ભુવાઓ ધુણાવે, મંત્ર યંત્ર કરાવી માદળીયાં બાંધે, છતાં શરીરમાં અસમાધિ ઉભી રહે, એ પણ જોવાય છે. ઉકરડા પૂજવા છતાં વંધ્યાપણું (વાંઝીયાપણું) આવે છે, અને ફટાણાં ગાવાનું પરિણામ દુઃખરૂપ ફળે છે. કહો, એ કુરિવાજો અને વ્હેમો ખરા કે નહિ? એથી શ્યો લાભ થાય છે?

---

૧ માતાને ગર્ભ રહે ત્યારથી બાળક જન્મે નહિં ત્યાં સુધી (નવમાસ સુધી) ઋતુસ્ત્રાવ બંધ રહે છે. તે દરમિયાન ગર્ભમાં રહેલાં તે બાળકને તેની ગરમી શરીરમાં ઉતરે છે. તેને લઇને જનમ્યા પછી એ બાળકને એ ગરમીના વિકાર રૂપે ઓરી, માતા નીકળે છે. તેનો ઉપાય અંગ્રેજ લોકોએ શોધીને ન્હાનાં બાળકોને માતા કાઢવાના બહાને બાંમાં એક જાતનો એવો ચેપ દાખલ કરે છે કે જેથી ઓરી, માતા, અછબડા વિગેરે નીકળવા ન પામે. જુઓ, અંગ્રેજ લોકો શીતલાને માનતા કે પૂજતા નથી છતાં શીતલા તેમને કંઇ કરતી નથી; માટે આ એક અજ્ઞાન લોકોએ ઘુસાડેલો માત્ર વ્હેમ જ છે.

પ્ર૦—ત્યારે રોવા-કૂટવાથી નુકશાન શું થાય છે?

ઉ૦—જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે. આંખો અને છાતી નબળી થતાં દુ:ખાવો થાય છે. કેળવાયલા લોકોમાં હાંસી થાય છે. વખતનો દુરૂપયોગ થાય છે. અને માણસોની પડતી થતી જોવામાં આવે છે. વળી કેટલાક દેશોમાં તો સ્ત્રીઓ છડે ચોક ખુલ્લી છાતીએ પાટલા ઉપર ઉભીને છાજીયાં લે છે. એ તો વળી બૂરામાં બૂરો કુરિવાજ કહેવાય.

પ્ર૦—વાણીયા, બ્રાહ્મણ વિગેરે કેટલીક જ્ઞાતિ સિવાય બીજી કોમોમાં એવા કુરિવાજ કે વ્હેમો હશે ખરા?

ઉ૦—ખાસ કરીને એ કોમો સિવાય બીજે એવા કુરિવાજો કે વ્હેમો ભાગ્યે જ હશે.

પ્ર૦—એવા કુરિવાજો કે વ્હેમો કેમ ટળે?

ઉ૦—ન્હાના બાળક-બાળિકાઓને ન્હાનપણથી જ તેવું શિક્ષણ આપવામાં આવે કે જેથી સત્ય વસ્તુ સમજાય. કુરિવાજો કે વ્હેમોથી થતી હાની સમજાવવામાં આવે અને ધાર્મિક ઉંડા સંસ્કારો રેડવામાં આવે તો ધીમે ધીમે સુધારો થઈ જાય. બાકી હમણાં એ કુરિવાજો કે વ્હેમોને એકદમ નાબુદ કરવા ગમે તેવો ઉપદેશ દેવામાં આવે, છતાં કંઈ પણ અસર થાય તેમ જણાતું નથી.

પ્રશ્નકર્ત્તા:—સાચી વાત છે, એ કુરિવાજો કે વ્હેમો ટાળવાનો ભવિષ્યની પ્રજાને સુધારવા સિવાય બીજો ઉપાય કોઈ નથી. સારૂં, જયજિનેંદ્ર!!!

卐

# ૨૨. રહેવાનું ઘર કેવું હોવું જોઇએ ?

ક૦—કેમ...આજે અમારે ઘેર આવ્યા ન હતા ?

ખ૦—હું તો તમારે ઘેર આવેલ, પરંતુ તમે કયાં ગયા હતા ?

ક૦—હું મ્હારા કાકાને ઘેર ગયેલ ત્યારે તમે આવ્યા હશો.

ખ૦—કાકાને ઘેર કેમ ગયા હતા ?

ક૦—મ્હારા પિતાજી ત્યાં હતા. કંઈક વાતચીત ચાલતી હતી, તે સાંભળવા ગયેલ.

ખ૦—શી વાતચીત ચાલતી હતી ?

ક૦—અમે એક નવું ઘર લેવાના છીએ, તે સંબંધી કંઈક વાત-ચીત ચાલતી હતી.

ખ૦—ઘર કયાં લેવાના છો અને તે કેવું છે ? તમે જોયું છે ?

ક૦—હા....જોયું છે. લાંબી શેરીને છેડે, વાઘેરોનાં ઘર પાસે, વરંડામાં અંદરના ભાગમાં, એકલીયું અને ખુલ્લું એ ઘર છે. એ ઘરની ઉપર મેડી છે, પાંચ તો દરવાજા છે અને તે ઘણું મ્હોટું છે.

ખ૦—અરે !....એ મકાન તો અશુભ છે. જે જે માણસો એમાં રહેતા તેમને સાપ, વીંછી, ચિત્રા અને ચોર ચરડનો ઉપદ્રવ થયા કરતો. ધન અને કુટુંબની પણ હાની થતી. ભાગ્યેજ કોઈ દિવસ મંદવાડ વગરનો જતો. વાઘેરોનાં ઘરો પાસે એટલે દુર્ગંધ આવ્યા કરે અને હલકટપણાનાં તેમજ

ગાળફસારનાં વચનો સંભળાયા કરે. આવાં કારણોને લઈ એ ઘરમાં કોઇ રહેવાનું કરતો નથી. એવા મકાનમાં શા માટે રહેવું જોઈએ ? એક તો પૈસા આપવા અને બીજું દુઃખ ભોગવવું. તમારી પોતાની જગ્યા તમારા દાદાએ બંધાવેલી, શુભ અને બરાબર સુખદાઇ છે. એ કેમ નથી ગમતી ?

ક૦—જો કે અમારી જગ્યા તો બરાબર છે, પરંતુ પિતાજીના મનમાં થયું કે ભવિષ્યમાં કુટુંબ વધે ત્યારે એ જગ્યામાં બધાની પોષાણ ન થાય તો બીજી લેવી પડે. જો ન મળે તો વળી આરંભ–સમારંભ કરીને નવી જગ્યા બંધાવવી પડે. તો પછી આ જગ્યા સસ્તામાં તૈયાર મળે છે, માટે હમણાં જ લઈ લેવી એ વધારે સારૂં. આવા વિચારથી લેવા તૈયાર થયા છે, પરંતુ તમે કહ્યું તેમ હોય તો તો ઠીક નહિ. હું પિતાજીને એ વાત સમજાવીને એ મકાન લેવા નહિ દઉં. પરંતુ મકાન શુભ કયું અને અશુભ કયું કહેવાય ?

બ૦—સાંભળો. જે મકાન અતિ ગુપ્ત–એકાંતમાં હોય, અતિ પ્રગટ–જાહેર રસ્તા ઉપર હોય, આજુબાજુ પાડોશી નીચ જાતિના–દુરાચારી–હલકટ–કજીયાખોર અને મેલા હાથના હોય, ઘરને ઘણાં બારણાં હોય, નજીકમાં કસાઈખાનું હોય, ખરાબ દુર્ગંધ આવતી હોય, માણસો નજીકમાં ઝાડે-જંગલ જતા હોય તથા જ્યાં સાપ,વીંછી, ચિત્રા, ચોર ચરકનો વિશેષ અવાર નવાર ઉપદ્રવ રહ્યા કરતો હોય, તેવી જગ્યાને લોકો અશુભ ગણે છે. માટે તેવી જ્હેમીલી જગ્યામાં કદી રહેવું નહિ. પરંતુ જે મકાન અતિગુપ્ત કે અતિ પ્રગટ ન હોય, એક કે બે બારણાંવાળું, ઉપદ્રવ વગરનું અને સારા

પડોશવાળું હોય, નિર્ભય અને નજીકમાં અશુચિ-ખરાબો ન હોય તે મકાન શુભ ગણાય છે. તેવા મકાનમાં રહેવું સુખકારી છે. જુઓ, નીતિમાં શું કહ્યું છેઃ-

'ભયવાળા સ્થાનકમાં કદિ વસવું નહિ,
અશુચિવાળા સ્થાને દુર્ગંધ દુઃખજો;
અતિગુપ્ત અતિદ્વારનું સ્થાનક વર્જવું,
શુભ પડોશમાં વસતાં થાએ સુખજો.' ૧

ક૦—અતિગુપ્ત કે અતિ પ્રગટ અને ઘણાં બારણાંવાળું મકાન હોય તો શું નુકશાન થાય ?

બ૦—અતિગુપ્ત-એકાંતમાં-ખાંચામાં ઘર હોય તેમાં કોઇ વખતે કંઈ અગ્નિ-ચોર વિગેરેનો ઉપદ્રવ થાય અને ઘરથી બ્હાર નીકળવાનો થાક ન હોય ને કોઈને બોલાવવા માટે સાદ કરવો હોય તો કોઈ સાંભળી ન શકે. અને એથી મહાન્ નુકશાની વેઠવી પડે. તથા અતિપ્રગટ-જાહેર રસ્તા ઉપર મકાન હોય અગર ઘણાં બારણાંવાળું હોય તો ઘરમાં રહેલ સ્ત્રીઓની મર્યાદા ન જળવાય. આવતા જતા માણસોની ઘરમાં નજર પડે. લુચ્ચા લફંગા માણસો સ્ત્રીઓની લાજ લૂંટે કે તક સાધીને હાથ પણ મારી જાય. તેમજ સ્ત્રીઓને એ ત્રણે પ્રકારનાં મકાનમાં બગડવાનો પણ અવસર આવી જાય.

ક૦—પાડોશી ગમે તેવા હોય તેમાં આપણને શી હરકત ? એ એના ઘરમાં રહે. આપણે આપણા ઘરમાં રહીએ.

બ૦—ભલે સહુ પોત પોતાના મકાનમાં રહેતા હોય, પરંતુ આખો દિવસ કંઈ થોડા જ ઘરમાં બેસી રહે ? એક

બીજા ભેગા થાય, વાતચીતનો પ્રસંગ પણ આવે અને સાથે ઉઠે બેસે પણ ખરા. જો પાડોશી સારા હોય તો તો વાંધો નહિ, પણ જો નઠારા, લુચ્ચા લફંગા કે હિંસક હોય તો તેમનાથી ભવિષ્યમાં પરિણામ ખરાબ આવે.

કo—ઘર પાસે કદાચ ખરાબો હોય, પણ આપણું ઘર જો સ્વચ્છ હોય તો આપણને શ્યો વાંધો આવે ?

બo—ઘર પાસે અશુચિ હોય તો દુર્ગંધ આવે, આપણી બુદ્ધિ અને મગજ બગડે, તેમજ પવિત્ર શાસ્ત્રોનાં વાંચન–અભ્યાસ કે સજઝાય કરવામાં બાધ આવે. તથા મકાન જો ઉપદ્રવવાળું હોય તો હમેશાં ભય રહ્યા કરે, એટલે નિશ્ચિંતપણે રહી શકાય નહિ. માટે તેવા અશુભ ઘરમાં રહેવું નહિ.

કo—આ વાતની તો અત્યાર સુધીમાં કંઇ સમજણ પણ ન હતી. તમે ભલું સમજાવ્યું. હવેથી હું પણ તેવી અશુભ જગ્યાની પૂરે પૂરી તપાસ કરી શુભ જગ્યામાં વાસ કરવાની કોશીશ કરીશ અને બીજાઓને પણ તેવી પ્રેરણા કરીશ. સારૂં, જયજિનેંદ્ર !!!



## ૨૩. પરોપકાર વિષે સંવાદ.

પ્રo—મનુષ્ય જીંદગીની સફળતા શું કરવાથી થઇ શકે ?

ઉo—પરોપકાર કરવાથી.

પ્રo—પરોપકાર એટલે શું ?

ઉ૦—કોઈ પણ જીવ [શત્રુ હોય કે મિત્ર, રાજા હોય કે રંક, ધર્મી હોય કે અધર્મી, ન્હાનો હોય કે મ્હોટો, ગમે તે હોય તે] કોઈ પણ પ્રકારના દુઃખથી પીડાતો હોય કે દીન બની ગયો હોય તેને પોતાના આત્મા સમાન ગણી, તન મન ને ધનથી, કોઈ પણ પ્રકારની લાલસા વગર, માત્ર દયા બુદ્ધિથી, તેનું દુઃખ દૂર કરવું, નિર્ભય બનાવવો કે સુખના (અથવા ધર્મના) માર્ગે ચડાવવો તે પરોપકાર કહેવાય.

પ્ર૦—બીજા જીવો ઉપર ઉપકાર કરીએ એથી તો તે જીવોને લાભ થાય, પરંતુ એમાં આપણા આત્માને શ્યો લાભ થાય ?

ઉ૦—પરોપકાર કોણ કરી શકે ? એનો પ્રથમ વિચાર કરવો જોઈએ. જેના કોઠામાં દયા હોય, ઉદારતા હોય, સરળતા હોય, સહનશીલતા હોય, દાનત શુદ્ધ હોય, વૃત્તિ પવિત્ર હોય, સંતોષ હોય, નમ્રતા હોય, સર્વ જીવો સાથે મૈત્રીભાવ હોય અને ધર્મ ઉપર અખંડ શ્રદ્ધા હોય તેવો આત્માજ આવો પરોપકાર કરી શકે. કહો,....દયા વિગેરે ગુણો જેનામાં પ્રકટયા હોય તેણે પોતાના આત્માનો ઉપકાર કર્યો કે નહિ ? અને એથી પોતાના આત્માને લાભ થયો ખરો કે નહિ ? માટે....પરોપકારમાં પોતાના આત્માનો પણ ઉપકાર સમાયલો છે.

પ્ર૦—આવો પરોપકાર કરનાર માણુસ કોઈ પણ જાતની હિંસા શું નહિ જ કરતા હોય ?

ઉ૦—સર્વ પ્રકારની હિંસા તો માત્ર (પોતાના સાધુ ભાવમાં) ઉપયોગમાં રમતા ત્યાગી પુરૂષો જ ટાળી શકે,

પરંતુ ગૃહસ્થાશ્રમમાં રહેલા મનુષ્યને પોતાનું તથા પોતાને આશરે રહેલાં કુટુંબનું અને પશુ-પક્ષી વિગેરેનું પોષણ કે રક્ષણ કરવું જ પડે. જો શરીર નિરોગી અને સબળ હોય તો પરોપકારનાં કામ પણ બરાબર થઈ શકે. માટે સ્વપરનાં પોષણ કે રક્ષણની ખાતર ન છૂટકે આરંભ-સમારંભ કરતાં પૃથ્વી, પાણી, અગ્નિ, વાયરો અને વનસ્પતિના જીવોની હિંસા થકી ન બચી શકાય. તેમજ એ પાંચ સ્થાવરોના આશ્રય તળે રહેલાં બીજાં સૂક્ષ્મ (દૃષ્ટિગોચર ન થાય તેવાં) ત્રસ જીવોની પણ હિંસા અજાણતા થવા પામે. તે સિવાય વગર કારણે ઈરાદા પૂર્વક તો એ જીવોની હિંસા ન જ કરે. તથા ક્રૂર-સબળ પશુ, પક્ષી કે મનુષ્ય, નબળાં પશુ, પક્ષી કે મનુષ્યને પીડતાં હોય તો તે નબળાં પશુ, પક્ષી કે મનુષ્યને બચાવવા-તેમનું દુઃખ દૂર કરવા માટે બીજો કોઈ પણ ઉપાય ન જ હોય તો તે ક્રૂર-સબળ પશુ, પક્ષી કે મનુષ્યને ન છૂટકે શિક્ષા પણ કર્યા વગર ન જ ચાલે. તે સિવાય કોઈ પણ જાતની હિંસા પરોપકારી માણસ કરે નહિ.

પ્ર૦—કોઈ સળગતા વાડા કે ઘરમાં પશુ, પક્ષી કે મનુષ્ય બળતાં હોય તો તેમને ઉપકારી માણસ બચાવે કે બળવા દે ? જો બચાવે તો પાછળ એ પશુ, પક્ષી કે મનુષ્ય જીવે ત્યાં સુધી કાચાં પાણી પીએ, વિષય સેવે અને આરંભ-સમારંભ કરે તેનું પાપ બચાવનારને લાગે કે નહિ ?

ઉ૦—દયાળુ-પરોપકારી માણસનું ધ્યાન ભુતકાળ કે આવતા કાળ તરફે ન હોય, પરંતુ જીવોના વર્ત્તમાન કાળના દુઃખને જોઈ દયા લાવીને બચાવે. જો એ રીતે ‘જીવોને

બચાવીશ તો તેઓ આવતા કાળમાં પાપ કરશે ' એવું દિલમાં હોત તો નેમનાથ ભગવાન પોકાર કરતાં પશુ-પક્ષીઓને બચાવત નહિ. તથા તાપસે મૂકેલી તેજુ લેશ્યાથી બળતા ગોશાળાને વીરપ્રભુ શીતળ લેશ્યા મૂકીને બચાવત નહિ. તેમ દયાળુ માણુસોનો જીવોને બચાવવાનો ' એ જીવો ભલે પાપ સેવે ' એવો ઈરાદો ન જ હોય. અને આવતા કાળ સામે જુવે તો કોઈને બચાવે જ નહિ. તો પછી દયાધર્મ ક્યાં રહે ?

પ્ર૦—સબળાં પશુ-પક્ષીઓ વિગેરે નબળાં પશુ-પક્ષીઓ પ્રમુખને ભક્ષણુ કરવા તૈયાર થતાં હોય ત્યારે દયાળુ માણુસ બચાવે કે નહિ ? જો બચાવે તો ભક્ષણુ કરનારને ખોરાકમાં અંતરાય પડે તેનું પાપ બચાવનારને લાગે કે નહિ ?

ઉ૦—દયાળુ માણુસને ' સબળાં જીવોને ભલે ખોરાકમાં અંતરાય પડે ' એવો ઈરાદો ન હોય, પરંતુ નબળાં જીવોનું દુ:ખ જોઈ દયા ઉપજવાથી તેમને બચાવે છે. એટલે સબળાં જીવોના ખોરાકના અંતરાયનું પાપ બચાવનારને લાગે નહિ. કારણુ કે સબળાં જીવો તો પોતાનો ખોરાક ગમે ત્યાંથી મેળવી લ્યે, પણુ નબળાં જીવોને દયાળુ માણુસ મરતાં જોઈ શકે નહિ.

પ્ર૦—કોઈ કસાઈ ગાયની પાછળ થયો હોય, ગામ વચ્ચે આવતાં ચક્કરી આવી અને મૂર્છા ખાઈને કસાઈ નીચે ઢળી પડયો. એ વખતે દયાળુ માણુસ તેની સારવાર કરે કે નહિ ? એક તો છે કસાઈ અને વળી સચેતન થતાં ગાયની પાછળ થશે. માટે એવાને બચાવનારને શ્યો લાભ થાય ?

ઉ૦—આગળ મેં કહ્યું છે કે–દયાળુ માણુસ તો ફક્ત જીવની વર્ત્તમાનકાળની દુઃખમય સ્થિતિ જ જુવે છે અને એના ઉપર દયા ઉપજે છે. ‘ ગાય ભલે મરે ’ એવો તેનો ઈરાદો ન જ હોય. દયાળુ માણુસની નજરે ચડેલા દરેક દુઃખી જીવો એને તો દયાપાત્રજ હોય છે. દાખલા તરીકે:– આપણાં પોતાનાં જ બાળકોને કોઈ ઠેકાણે બળતાં જોઈએ, કોઈ ક્રૂર પશુ કે મનુષ્ય તેમને ભક્ષણુ કરવા કે મારવા તૈયાર થયેલ હોય અથવા રોગાદિક કારણે પીડાતાં હોય તો આપણે તેમને બચાવીયે કે મરવા દઈએ ?....દયાળુ માણુસ તો પોતાનો હોય કે પારકો હોય, શત્રુ હોય કે મિત્ર હોય, પાપી હોય કે ધર્મી હોય, ન્હાનો હોય કે મ્હોટો હોય, તેવા દરેક જીવને દેખીતા દુઃખમાંથી બચાવે, તેથી તેને અધર્મ કે પાપ લાગતું જ નથી. કારણુ કે પાપ તો ઈરાદામાં જ છે.

પ્ર૦—પરોપકારી માણુસ બીજી કઇ જાતની હિંસા ન કરે ?

ઉ૦—કોઈને પીડવું, ત્રાસ પમાડવું, તેની પાસેથી કશું પડાવી લેવું, ધીરધારના ધંધામાં બે-હદ વ્યાજ લેવું, છેતરપિંડી કરવી, ઓછું આપવું, વધારે લેવું, દુકાળના પ્રસંગે સસ્તા ભાવે ખરીદેલા માલનો ચીરીને વધારે ભાવ લેવો, ઘણી મહેનતે તૈયાર કરેલ ગરીબ માણુસે દૂધ અને ખેડુતે અનાજ સસ્તા ભાવે લઈને રાજી થવું, ચા કે વિલાયતી દવાઓ લેવી કે વાપરવી, જાનવરોને પાંજરાપોળમાં મોકલવાં, જ્યાં પારવગરની હિંસા–વ્યભિચારો અને જોખમ

સેવાતાં હોય તેવી મીલોનું ચરબીવાળું કપડું વાપરવું, સ્વદેશના ગરીબ લોકોએ તૈયાર કરેલ હાથનું કાપડ (ખાદી) વાપરવાનો તિરસ્કાર કરવો અગર સસ્તે ભાવે લેવાની ઈચ્છા કરવી, જમીનદારોએ ખેડુતો પાસેથી મહેસુલ કે લાગા વિગેરે હદ ઓળંગીને લેવા, મોટરોની સાહેબી વધારનારા મીલમાલિકોએ મજૂરોને પગાર વધારી આપવા વખતે ધંધાની મંદી બતાવવી, પોતાનો છોકરો છાપરા પરથી પડી જવાથી અપંગ થયો તો માણુસે તેનું પાલન કરવું અને મજૂરી ઠરાવી નળીયાં સંચારવા કોઈ મજૂરને રાખ્યો હોય તે કદાચ છાપરેથી પડીને અપંગ થયો તો તેને જીંદગી પર્યંત પાળવાની ફરજ ન સમજવી, માંસ ખાનારા અંગ્રેજ લોકો જુઓ ગાયોનું (પશુઓનું) કેવું પાલન કરે છે? જ્યારે આપણે આપણાં પશુઓ તરફ કેવું દુર્લક્ષ્ય રાખીએ છીએ? તેનો વિચાર ન કરવો, શહેરમાં મ્યુનિસિપાલિટીવાળા કુતરાંને મારી નાંખે છે તેમને બચાવવા ગાડીઓ ભરાવી જંગલમાં કે બીજાં ગામડાંમાં મોકલાવતાં ત્યાં તેમની કેવી દશા થાય છે? તેનો વિચાર ન કરવો, આ વિગેરેમાં ન્યાય, લાગણી અને દયાના અભાવે કુતરાંને રોટલા અને કીડીઓને કીડીયારૂં ન પૂરવા કરતાં અનેક ગણી હિંસા થઈ રહી છે તેનો વિચાર કરીને દયાધર્મી-પરોપકારી માણસ તેવી હિંસાથી દૂર રહે.

પ્રશ્નકર્ત્તાઃ—પરોપકાર અને પરોપકારી માણસનું સ્વરૂપ ઘણુંજ સારૂં બતાવ્યું. હવેથી તમે બતાવેલી હિંસા ટાળી પરોપકાર કરવાની હું પણ કાળજી રાખીશ. સારૂં, જયજિનેન્દ્ર !!!

卐

# ૨૪. ધર્મ, અર્થ અને કામની સમાનતા:—

ક૦—કેમ રાત્રે કોઈ વખતે ઘેર દેખાતા નથી, રોજ ક્યાં જાઓ છો ?

બ૦—આખો દિવસ ઘરમાં બેસી કંટાળો આવે એટલે રાત્રે જરા બાળ-બચ્ચાં સહિત મોટરમાં બેસીને ફરવા નીકળી જઈએ. અગર નાટક સિનેમા જોવા પણ કોઈ વખતે ચાલ્યા જઈએ એટલે જરા મગજ શાંત થાય.

ક૦—ત્યારે આખો દિવસ ઘેર બેસીને એવું શું કામ કરો છો ? કે જેથી મગજ કંટાળી જાય છે ?

બ૦—કામ બામ તે વળી કેવું ? ધંધો બંધો કંઇ કરતા નથી. આખો દિવસ નવરા બેઠા છીએ. બેઠે બેઠે કંટાળો આવી જાય છે.

ક૦—તદ્દન નવરા બેઠા દિવસ કેમ ખૂટે ? કંઈક ઉદ્યમ તો કરવોજ જોઈએ.

બ૦—ઉદ્યમ કરવાની (ધંધો રોજગાર કરવાની) શી જરૂર છે ? બાપ કમાવીને રાખી ગયા છે, તે બેઠા બેઠા ખાઈએ છીએ. છતાં સુખ છોડી 'ઉંઘ' વેઠીને ઉજાગરો કરવા રૂપ, પેટ ચોળીને પીડા ઉભી કરવા રૂપ' ધંધો રોજગાર કરવાની કંઈ જરૂર નથી. સુખેથી કુટુંબનું પોષણ થાય અને ખાઈએ પીએ ને મોજ કરીએ તેટલો પૈસો પાસે છે. ઝાઝું ભેગું કરીને ઝાઝી ઉપાધિ વ્હોરવાની શી જરૂર છે ?

ક૦—ત્યારે કામ વગર દિવસ શી રીતે પસાર કરો છો ?

બ૦—ખાવા પીવામાં, હરવા ફરવામાં, ઉંઘવામાં, રમત-ગમતમાં અને વાતોના તડાકા મારવામાં વખત જાય ચાલ્યો.

ક૦—ત્યારે તો વખતનો દુરૂપયોગ કરો છો, વાસી ખાઓ છો અને ઉપવાસી રહો છો.

બ૦—અરે....અમે તાજી રસોઈ બે ત્રણ વખત જમીએ છીએ. એટલે વાસી ખાતા જ નથી અને ઉપવાસ તો જીંદગીભરમાં કદી કર્યો સાંભળતો જ નથી. અર્થાત્ ભૂખ્યા તો કદી રહ્યા જ નથી.

ક૦—મ્હારો કહેવાનો આશય સમજ્યા નથી.

બ૦—ત્યારે શું કહેવા માંગો છો ?

ક૦—વાસી ખાવું એટલે આગલા ભવની કમાણી ખાઓ છો અને ઉપવાસી રહેવું એટલે આવતા ભવનું ભાતું બાંધતા નથી. માટે....હમણાં બેઠા બેઠા ખાઓ છો, કંઈ સુકૃત કમાણી કરતા નથી, તો પછી આવતા ભવમાં આવી લ્હેર ક્યાંથી મળશે અને કેવી ગતિ થશે, તેનો કંઈ વિચાર કરો છો ?

બ૦—ત્યારે અમારે શી સુકૃત કમાણી કરવી જોઇએ ?

ક૦—આગલા ભવે સુપાત્રે-સાધુ-સંતને દાન દીધું હશે. દીન-દુઃખી, નિરાધાર મનુષ્ય કે પશુ-પક્ષી ઉપર દયા કરી તેમનું દુઃખ ટાળ્યું હશે-આશરો આપ્યો હશે અને સત્સમાગમ કર્યો હશે ત્યારે તો અત્યારે સુખી થયા છો. તેવી જ રીતે આ ભવમાં પણ સત્સમાગમ, દાન-પુણ્ય પરમાર્થ-પરોપકારનાં કામ, વ્રત-નિયમ અને ત્યાગ-તપ વિગેરે

કરશો તો આવતા ભવે પણ સુખી થશો–સારી ગતિ મળશે અને દરેક પ્રકારની ધર્મની સામગ્રી પ્રાપ્ત થશે.

બ૦—ત્યારે આપણા ગામનો ધર્મચંદ શેઠનો દીકરો દેવચંદ તો સાધુસંતના દર્શન–વ્યાખ્યાનનો લાભ લે છે. સામાયિક–પ્રતિક્રમણ–ઉપવાસ–પોષા અને દ્રવ્ય ધારણા વિગેરે અનેક જાતનાં વ્રત–પચ્ચક્ખાણ કરે છે. અને આખો દિવસ સાધુસંત પાસે બેસી શાસ્ત્રોનો અભ્યાસ કરે છે. એટલે એ તો જલ્દી મોક્ષે જવો જોઇએ, કે નહિ?

ક૦—વિવેક વગરની ધર્મકરણી પણ લેખે લાગતી નથી.

બ૦—સાકર તો અંધારામાં ખાઇએ તો પણ મીઠી લાગે. તેમ ધર્મ કરણી પણ જ્યારે કરીએ અને જેટલી કરીએ એ બધી ઉત્તમ જ ગણાયને, એમાં વળી વિવેક તે કેવો?

ક૦—તમારી વાત ઠીક છે, પણ તે જો ઘરમાં એકલો-પંડાપંડ હોય તો તો કદાચ દીક્ષા લઈ લે, તો પણ વાંધો નહિ. પરંતુ એ દેવચંદનું કુટુંબ છે મ્હોટું, સ્થિતિ છે નબળી, બધો આધાર છે એ ભાઈ ઉપર, અને એ ભાઇને કમાવવું પરવડતું નથી. ધાન્ય કે પૈસાની કુટુંબીઓ માગણી કરે કે 'હું તમારો નથી ને તમે મ્હારા નથી, તમે તમારૂં સંભારો, મ્હારા જીવનના તમે ધણી નથી.' આમ રોકડું પરખાવે. અને ઝાઝું કરે તો રાતો પીળો થઈને માતા તથા સ્રી વિગેરેને ગાળો વરસાવે અને લાકડી કે લાતોના પ્રહાર કરે. કહો, આવો માણસ ગમે તેટલી ધર્મકરણી કરે તોય શું? માટે વિવેકની તો પહેલી જરૂર છે. તમને બધી વાતે સારી

સગવડ છે. એને ઠેકાણે તમે ઉંચી ભાવનાથી તેવી ધર્મકરણી કરો તો તમને જરૂર સારી ગતિ મળે.

૫૦—ત્યારે આપણા ગામમાં નેમચંદ ગાંધી જ્યારથી સમજણો થયો ત્યારથી માંડીને આજસુધીમાં ત્રીશ વરસ થયા હું તો જોઉં છું તો આખો દિવસ અને રાત પૈસો ભેગો કરવાની જ ચિંતા કર્યા કરે છે. ઉંઘ પણ ભાગ્યે જ પૂરી કરતો હશે. પેટમાં પૂરૂં ખાય નહિ. કપડાં સારાં પહેરે નહિ. ટાઢ તડકો ગણકારે નહિ. ઓછું દેવું, વધારે લેવું, બમણાં ત્રણગણાં દામ ચોપડે ચડાવવાં અને ધર્મના સોગન ખાવાં. આવી રીતે અનીતિ, અન્યાય અને કૂડ–કપટ કરી ખૂબ પૈસો ભેગો કરે છે. અને એકાદ એવી ઠોકર લાગે છે કે ઉંચે આવી શકતો જ નથી. તેનું શું કારણ હશે? અને એવાની ગતિ કેવી થતી હશે?

૬૦—એ નેમચંદે આગલા ભવે ઉદાર દિલથી દાન કર્યું નહિ હોય અને કદાચ લાજે–શરમે આપ્યું હશે તો પાછળ પોખો કર્યો હશે. એટલે પૈસો ભેગો થઈને ચાલ્યો જાય છે. અત્યારે પણ અનીતિ, અન્યાય અને કૂડ–કપટ કરે છે, તેમજ કંઇ પણ દાન–પુણ્ય કે ધર્મધ્યાન કરતો નથી. એટલે એની ગતિ સારી કયાંથી થાય?....ધર્મ, અર્થ અને કામ એ ત્રણેનો જ્યાં વાસ હોય તે ઉંચામાં ઉંચો ગૃહસ્થાશ્રમ કહેવાય છે....તમો મોજશોખ ઓછા કરી ધર્મના માર્ગે ચાલો, દેવચંદભાઇ સ્વભાવ સુધારી ધર્મકરણી કરવા સાથે પૈસો મેળવે અને નેમચંદભાઈ લોભ છોડી નીતિ, ન્યાય ને સત્યપૂર્વક ધન મેળવવાની સાથે ધર્મકરણી–દાન–પુણ્ય વિગેરે કરે તો તમારો ત્રણેનો ગૃહસ્થાશ્રમ ઉંચો બને.

બ૦—ધર્મ, અર્થ અને કામનો સામાન્ય-ટૂંકો અર્થ શ્યો થાય છે?

ક૦—દુર્ગતિ પડતા જીવને ધરી રાખે અને મોક્ષનગરે પહોંચાડે તે ધર્મ. (અહિંસા, સંયમ અને તપરૂપ). અર્થ એટલે પૈસો ધન-દોલત-સંપત્તિ વિગેરે. (જેનાથી ધર્મ અને ગૃહસ્થાશ્રમ સહેલાઈથી આરાધી શકાય.) તથા કામ એટલે કામ ભોગ-પાંચ ઈન્દ્રિયોનાં વિષયો. (જેનાથી શરીર ટકાવી શકાય, પુત્રોત્પત્તિ થાય અને ધર્મકરણી કરવામાં મદદ મળે.)

બ૦—ઠીક સમજાવ્યું, હવેથી હું મોજ-શોખ ઓછા કરી બનતું દાન-પુણ્ય કરીશ. અને તમારી સાથે રહી ધર્મ કરણી-ત્યાગ-તપ વિગેરે સુકૃત કમાણી કરીને જીંદગી સુધારવા કાળજી રાખીશ. આપણે બન્ને મળી ધર્મનો પ્રચાર કરવા દેવચંદભાઈને સમજાવી સહાયતા કરશું અને નેમચંદભાઈને પણ સમજાવી ધર્મના માર્ગે વાળવા બનતો પ્રયાસ કરશું.

સારૂં, જયજિનેંદ્ર !!!

卐

## ૨૫. સમયની કિંમત વિષે સંવાદ.

પ્ર૦—કેમ બ્હેન ! હું તમારે ત્યાં હમેશ આવું છું છતાં તમે તો ભૂલેચૂકે ક્યારે પણ મ્હારે ઘેર આવતા જ નથી?

ઉ૦—બ્હેન ! તમે મ્હારે ઘેર આવો છો તેમાં હું પરમ રાજી છું, પરંતુ તમે જ્યારે જ્યારે આવો છો ત્યારે મને નવરી-કામવગરની જુઓ છો ? કહો, બ્હેન ! ક્યારે આવું ?

પ્ર૦—બ્હેન ! આખો દિવસ એટલું બધું શું કામ કરો છો ? કે ઘડીવાર પણ આવવાની ફુરસદ નથી મળતી.

ઉ૦—બ્હેન ! સાંભળો, ચાર ઘડી રાત હોય ત્યારે ઉઠું. બધાં સૂતાં હોય એટલે શાંતિથી એક માળા ગણી લઉં. ઢોરની સંભાળ કરૂં. શરીર શંકા નિવારી ગાય–ભેંસ દોહું. ઘરનાં માણસ અને છોકરાં ઉઠે એટલે માંચા–બિછાનાં ઉપાડી ઠેકાણે રાખું. વાસીદું વાળું. ઠામ–વાસણ–ઘંટી–ચૂલો વિગેરે પોંજુ. પાણી ગળું. ઘરનાં માણસને ન્હાવા માટે પાણી તૈયાર કરી આપું. છોકરાંનાં મોઢાં ધોઉં. દિવસ ઉગે કે છાસ વલોવું. દૂધ ઉનું કરી બધાને પીવરાવી રસોઇ કરૂં. બધાને જમાડીને જમું. રસોડું સાફ કરી એંઠવાડ કહાડું. પાણી ભરી આવું. છોકરાંને નવરાવું. ત્યારપછી કપડાં ધોવા જવું, ધાન સોઝવું, લોટ દળવો, દાળ કરવી, ગુવાર ભરડવો, ઘરમાં પડેલો બધી જાતનો આટો તપાસવો–ચાળવો. સેવ–પાપડ–સૂકવણી વિગેરેની વારફેર કરવી, બીજી જે ચીજો ઘરમાં પડી હોય (મરી–મસાલો વિગેરે) તે તપાસવી, ઇત્યાદિક જે કામ જ્યારે કરવાની જરૂર હોય ત્યારે કરૂં. છોકરાંનાં, ઘરવાળાંનાં કે પોતાનાં કપડાં સીવવાં હોય તો તે સીવું. લીંપણ કરવું હોય તો કરૂં. બીજું કંઈ કામ ન હોય ત્યારે લઉં મ્હારો રેંટીયો એટલે જાય વખત ચાલ્યો. વળી રસોઈ કરી, બધાંને જમાડી, પોતે જમી, વાસણ માંજી, ઢોરાંની માવજત કરી–દોહી અને દૂધ ઉનું કરીને જમાવી દઉં કે દિવસ પણ થઈ જાય પૂરો. કહો, બ્હેન ! ક્યારે આવું ?

પ્ર૮—બ્હેન ! ઠીક, ત્યારે રાત્રે તો નવરા હો, ત્યારે તો ન અવાય ?

ઉ૦—બ્હેન! સૂર્ય આથમી ગયા પછી અજવાળામાંજ બધાં માટે બિછાનાં જોઈ તપાસી પાથરી રાખું. એ વખતે બાળકો બ્હાર ગયાં હોય એટલે નિવૃત્તિનો વખત લઇ એક માળા ગણી લઉં. પછી તરતજ છોકરાં આવે અને પાડોશણુ કેટલીક બ્હેનો પણ આવે. એટલે નીતિ, સત્ય, શિયળ, દાન, દયા અને ધર્મ વિગેરેની ચર્ચા કરી બાળકોને સારૂં શિક્ષણ આપું. અને પહોર રાત ગયા પછી બધાં સૂઈ જઈએ. એટલે રાતે બ્હાર જવાની ખાસ કારણ સિવાય ટેવજ નથી.

પ્ર૦—બ્હેન! પાણી ભરવું, દળવું, ભરડવું અને છાણુ વાસીદું વિગેરે કેટલુંક કામ તો પૈસા આપીને કરાવી લ્યો તો પણ તમને પરવડે તેમ છે, તો પછી એટલી બધી મહેનત તમારે શા માટે કરવી જોઈએ?

ઉ૦—બ્હેન! પૈસા આપવા છતાં આપણું કામ મન-માન્યું અને વખતસર તો ન જ થાય. માટે પોતાની જાતે દરેક કામ કરીએ તો મનમાન્યું, ઉપયોગ સહિત અને વખત-સર કરી શકીએ. તથા અંગ મહેનત કરવાથી શરીર સારૂં રહે–રોગ ન થાય. તેમજ કામમાં જોડાયા રહીએ તો મનમાં ખોટા વિચારો પણ ન આવે.

પ્ર૦—બ્હેન! ત્યારે રેંટીએ કાંતવાની તમને શી જરૂર છે? એથી તો વાયરાના જીવની હિંસા થાય અને લોભવૃત્તિ ગણાય.

ઉ૦—બ્હેન! ખરો દયા ધર્મ હજી આપણા લોકો સમજ્યા નથી. તેમ જીર્ણું કાંતનારા સાધુઓ પણ ખરૂં દયાનું

સ્વરૂપ સમજ્યા નથી. બ્હેન ! હાથે કાંતવાથી શુદ્ધ–ચરબી વગરનાં અને જાડાં–મર્યાદાવાળાં વસ્ત્રો પહેરવાને મળે. અલ્પ આરંભે મીલમાં થતી પંચેન્દ્રિયાદિક જીવની હિંસાની મ્હોટી રાવી–પાપની આવથી બચવારૂપ મહાન્ લાભ થાય. તેમજ કાંતવાથી નવરા બેસી મેળાવા, નિંદા કે વિકથા કરવાના મહાપાપથી બચી શકાય. બ્હેન ! એ લોભ ન કહેવાય, પરંતુ એવી કરકસર કરી કપડાંમાંથી ધનને જે બચાવ થાય તેમાંથી દાન–પુણ્ય પરોપકારનાં કામ વિશેષ થઇ શકે. વળી બ્હેન ! આપણે રહ્યા ગૃહસ્થાશ્રમી એટલે પગલે ડગલે અનેક પાપ થઈ રહ્યાં છે, પરંતુ વગર કારણે થતી હિંસાથી બચવું એ આપણી ફરજ છે.

પ્ર૦—બ્હેન ! તો પછી ગામમાં સાધુસંત બિરાજતા હોય ત્યારે તેમનાં દર્શન કે વ્યાખ્યાનને લાભ લેવાની ફુરસદ પણ નહિ મળતી હોય ?

ઉ૦—બ્હેન ! એ તો તરવાને માર્ગ છે, એટલે સો કામ છોડીને પણ એવો દર્શન કે વ્યાખ્યાનને લાભ તો લેવોજ જોઇએ. ખાસ કારણે કદાચ ન જવાય તો મનમાં ખટક તો રહેજ.

પ્ર૦—બ્હેન ! મ્હારા જેવી એકલીને તે કામ કેટલું ? ઘણો વખત તો હરવા ફરવા કે મેળાવામાં જ જાય છે. ત્યારે મ્હારે શું કરવું ?

ઉ૦—બ્હેન ! વાંચવા શીખવાનો ઉદ્યમ કરીએ. વાંચણી ન હોય તો કોઇ શીખેલી–સદ્દગુણી બ્હેન પાસે બેસીને ધીમે ધીમે છૂટથી વાંચવા–શીખવા જેટલું જ્ઞાન કરી લહીએ. કોઇ

પણ નિરાધાર-પરાધીન હોય તેવાની સેવા-વૈય્યાવચ્ચ કરીએ અને બની શકે તેટલું તપ-ત્યાગ-વ્રત-પચ્ચકખાણ વિગેરે સંવર રૂપ ધર્મધ્યાન કરીએ, પરંતુ ઘરોઘર ભટકવું, મેળાવા કરવા કે પ્રમાદમાં પડયા રહેવું એ તો જેમ સાધુપુરૂષોને તેમ આપણુને પણ વ્યાજબી નથી. 'સમય માત્રનો પ્રમાદ ન કરવો,' એવો જ્ઞાની પુરૂષો દરેક જીવોને ઉપદેશ આપી રહ્યા છે. સમય-વખત કિંમતી છે. માટે તેનો દુરૂપયોગ ન જ કરવો જોઇએ. 'ટાઈમ-વખત છે તે દ્રવ્ય-પૈસો છે' એવું જાણી અંગ્રેજ લોકો બિલકુલ ફોકટનો વખત ગુમાવતા નથી.

પ્ર૦—બ્હેન ! આવી રીતે વખતની કિંમત આપણા હિન્દુસ્તાનના લોકોને તો ઓછીજ છે. વખતનો દુરૂપયોગ કરનારા ઘણા જોવામાં આવે છે. તેમની દશા કેવી થતી હશે ?

ઉ૦—બ્હેન ! એ તો પ્રત્યક્ષ દેખાય છે. આગળના જૂના જમાનાના માણસો ઉદ્યમી હતા, સરળ હતા અને ધર્મની લાગણીવાળા હતા. સંઘ, નાત કે ગામમાં કંઈ ખટપટ થતી તો ભેગા થઈને તરત ફેંસલો કરી નાંખતા. મોભાવાળા માણસોનું વચન કે મર્યાદા કોઇ લોપતા નહિ, એટલે સુખી જીંદગી ગુજારતા. જ્યારે આજકાલ કોઈમાં ખટપટ થઈ તો ચડે કોર્ટે. પૈસાનો અને વખતનો દુરૂપયોગ કરે. ભાઈ ભાઈમાં, સંઘ સંઘમાં, નાત નાતમાં કે સમાજમાં જ્યાં જુઓ ત્યાં કુસંપ ફેલાઈ રહ્યો છે. ધંધા રોજગારમાં કંઇ દમ ન મળે. 'પઈની પેદાશ નહિ અને ઘડીની ફુરસદ નહિ.' અનીતિ, અન્યાય ને કૂડકપટ કરી બે પૈસા દેખે એટલે છાતી કાઢીને ચાલે. કોઇને ગણકારે નહિ. દાન-પુણ્ય કે પરોપકારનાં કામ

કરતાં તો ટાઢીઓ તાવ આવે. બીજી ઠોકર લાગે એટલે ધન ચાલ્યું જાય, આર્ત્તધ્યાન થાય, ધર્મ ઉપર અરૂચિ થાય અને બેકારી (ભૂખ) આવે. એ તો અત્યારે પ્રત્યક્ષ દેખાય છે. કહો, બ્હેન! એવાઓની સારી દશા કે ગતિ (સદ્‌ગતિ) ક્યાંથી થાય ? બ્હેન ! આવું તો કહેવા બેસીએ તો પાર ન આવે. આવા માણુસોનો કણુકો સાધુઓનાં પેટમાં જવાથી જુઓ છો હાલમાં ત્યાગીઓમાં પણુ પ્રમાદ, નિંદા, વિકથા, મોહ, મમત અને કલેશ કેટલા પ્રમાણુમાં વધી પડેલ છે? પછી આપણે દેખીએ સાધુઓનો વાંક, પણુ આપણી ભૂલ તો આપણે જોતાજ નથી. સાધુઓને સુધારવા હોય તો પ્રથમ આપણે સુધરવું જોઇએ, તે સિવાય સાધુઓનો વાંક જોવાનો આપણો અધિકાર નથી.

પ્રશ્નકર્તા:—બ્હેન! સાચું કહ્યું. પ્રભુ બધાને સદ્‌બુદ્ધિ આપે. આપણે આપણું સંભાળીએ. હવેથી હું તમારા કહેવા પ્રમાણે સમયનો સદુપયોગ કરીશ. સારૂં, જયજિનેંદ્ર!!!

卐

# ૨૬ વિદ્યાભ્યાસ વિષે સંવાદ

ક૦—આવો....આ તમારી મંડળી ક્યાં જઇ આવી ?

બ૦—તમારા પાડોશીને ત્યાં જઈ આવ્યા.

ક૦—ત્યાં અવાજ બહુ આવતો હતો, શું કરતા હતા ?

બ૦—કરવાનું તે બીજું શું હોય ? નવરાઓનો ધંધો રમત.

ક૦—આવો અમૂલ્ય મનુષ્યનો અવતાર પામીને આમ રમત-ગમતમાં ખોઇ નાંખો એ તમને ઠીક લાગે છે ?

બ૦—ત્યારે બીજું શું કરીએ ? વખત કેમ કહાડીએ ?

ક૦—કંઈક વાંચીએ, શીખીએ તો વખતનો સદુપયોગ થાય અને શાંતિથી સમય પસાર થઇ જાય.

બ૦—તમારા જેવા ભણ્યા હોય તે બધુંએ કરે. પરંતુ અમે રહ્યા બધા અભણ એટલે શું વાંચીએ કે શીખીએ ?

ક૦—કંઈ પણ ભણ્યા નથી ત્યારે તો તમારી જીંદગી અલેખાની ગણાય. કારણ કે બે આંખ તો બધાને હોય, પણ જે ભણ્યો હોય તેને વિદ્યારૂપી ત્રીજી આંખ હોય. ભણેલો માણસ સારાસારને સમજી શકે. તેની બુદ્ધિ-વિચારશક્તિ ખીલે. ગમે તે અજાણ્યા દેશમાં મુસાફરી કરવી હોય, તેમજ કમાવા જવું હોય તો જઈ શકે. માટે ભણતર તો જરૂર જોઈએ.

બ૦—પૈસા તો અભણ માણસ પણ કમાવી શકે. મૂલ-મજૂરી કરીને સુખે પેટ ભરી શકે. પછી પણ કંઈ ઉપાધિ ન મળે. ખરૂં કે નહિ ?

ક૦—મૂલ-મજૂરી કરવામાં એક તો ખૂબ મહેનત અને પારકી ગુલામી કરવી પડે. તે ધણીએ બતાવેલા કામમાં ફેરફાર થવો ન જોઈએ, નહિતર ઠપકો સહન કરવો પડે. વળી અભણ માણસને કોઇ ચીજ વસ્તુ લેવી હોય તો તેમાં ઠગાવાનો વખત આવે. કાગળ પત્ર લખાવવા કે વંચાવવા માટે બીજાની ઓશીયાળી ભોગવવી પડે. ઈત્યાદિક અભણ માણસની અનેક રીતે પરાધીનતા ભોગવવા સાથે જીંદગી પશુ જેવી ગણાય.

બ૦—ત્યારે આપણા ગામનો મોતીચંદ શેઠ જુઓ અભણ છે છતાં દુકાન ચલાવે છે. પૈસો કમાવે છે ને સુખી છે. એને ભણતરની શી જરૂર પડે છે?

ક૦—નામું ઠુંમું પોતાનાથી ન થાય એટલે મુનીમને પગાર આપવો પડે છે. મુનીમની ગેરહાજરીમાં કોઈ ગરાક આવે ને ખાતું તપાસવું હોય, વાળવું હોય કે કંઈ લખવું હોય ત્યારે મુંઝાવું પડે. મુનીમ નામામાં કંઈ ગોટાળો વાળે કે કંઇ ખાઈ જાય તો શેઠ શું સમજી શકે? એ પરાધી-નતા શું થોડી ગણાય? એક વખતે કાગળ વંચાવવા એક બાઇ મોતીચંદની દુકાને આવી. મુનીમ હાજર ન હતો. શેઠ અભણ છે એ બાઈને ખબર નહિ. શેઠે કાગળ લીધો, ફોડયો અને અક્ષરો સામે જોયા કરે. 'હું અભણ રહ્યો, જો ભણ્યો હોત તો આ કાગળ વાંચી શકત અને મુનીમની કે કોઇની પણ ઓશીયાળી ભોગવવી ન પડત.' આમ વિ-ચાર આવતાં દુઃખ લાગી આવ્યું અને આંખમાંથી આંસુ ખેરવા લાગ્યો. બાઇને પડયો વહેમ કે 'આ ડાહ્યો માણસ છે એટલે કહેતો નથી, પરંતુ મ્હારા પતિને રદા કદા થઈ જણાય છે.' એમ ધારી શેઠજી! કાગળ લાવો, મ્હારાં નશીબ ફૂટયાં. એમ કહી, કાગળ લઈ, ઘેર જઈ, ચૂડલાકર્મ કરી રડવા લાગી. માણસો થયા ભેગા. કાગળ લઇને વાંચ્યો તો 'અમુક દિવસે રવાના થઈ અમુક દિવસે તમારી પાસે આવીશ.' એમ બાઈના પતિએ લખ્યું હતું. બાઈને પૂછ-વામાં આવ્યું તો કાગળ વાંચનાર તરીકે મોતીચંદ શેઠનું નામ આવ્યું. લોકો કહેવા લાગ્યા કે 'એ ભણ્યો છે કે દી?

એણે ચોકખું કહી દેવું જોઇએ કે "હું ભણ્યો નથી." વિગેરે. લોકોમાં તેની ફજેતી-અપકીર્તિ થઇ. માટે....ભણતરની તો જેમ ત્યાગીને તેમજ ઉચ્ચ કે નીચ ગણાતા દરેક મનુષ્યને જરૂર છે.

બ૦—ત્યારે સ્ત્રી જાતિને પણ શું ભણવાની જરૂર છે? એને તો રસોઇ કરવાની, ઘરનું કામકાજ કરવાનું અને છોકરાં સંભાળવાનાં. તે તો ભણતર વગર પણ બની શકે.

ક૦—જેમ પુરૂષોને તેમજ સ્ત્રીઓને પણ ભણવાનો હક છે. પૂર્વકાળમાં પુરૂષોને ૭૨ કળાઓ તેમજ સ્ત્રીઓને ૬૪ કળાઓ શીખવવામાં આવતી. કેળવાયેલી સ્ત્રીની બુદ્ધિ ખીલે છે. સારાસારનો વિચાર કરી શકે છે. બાળકોમાં સારા સંસ્કાર રેડી શકે છે અને વિદ્યાભ્યાસને લઈને નીતિ, શિયળ અને ધર્મ સંબંધી પુસ્તકોનું વાંચન કરી પોતાનાં સત્ય-શિયળનું રક્ષણ કરવામાં મક્કમ મનવાળી બની શકે છે. પોતાની ફરજ અને ગૃહસ્થાશ્રમની જોખમદારીને સમજી શકે છે; માટે સ્ત્રીઓને પણ ભણવાની જરૂર છે.

બ૦—સ્ત્રીઓ ભણવાથી તો ઉલટી બગડે છે, તેનું શું કરવું?

ક૦—ભણવાથી જ સ્ત્રી બગડે છે, એ વાત તો તદ્દન ખોટી જ છે. પ્રાયઃ અભણ સ્ત્રીઓ જ વધારે બગડે છે. ઘરનાં કામથી પરવારે ત્યારે સ્ત્રીઓ થાય ભેગી અને કરે નિંદા કે વિકથા. અભણને વાંચવા શીખવાનું હોય નહિ, એટલે નવરા બેઠા બીજું શું કરે? 'નવરો બેઠો નખોદ વાળે' એ હિસાબે અભણ સ્ત્રીને અવળો રસ્તો પણ સૂઝે.

કદાચ ભણેલી સ્ત્રી બગડશે તો ઘણે ભાગે સુધરી પણ શકશે. પરંતુ અભણને સુધારવી બહુ જ મુશ્કેલ થશે. માટે ભણતરની જરૂર છે.

બ૦—વિદ્યાભ્યાસ કેટલો કરવો જોઈએ ?

ક૦—ઓછામાં ઓછો અભ્યાસ વાંચવા-લખવામાં સુલભતા થાય તેટલો [ ચાર-પાંચ ચોપડીનો ] તો અવશ્ય હોવો જ જોઇએ. ઉપરાંત બુદ્ધિ અને સંયોગો અનુકૂળ હોય તો ભણનારની ઇચ્છા હોય તેટલું ભણાવવું એ માવિત્રોની ખાસ ફરજ છે. ભણનાર વિદ્યાર્થી-બાળક કે બાળિકાને કામકાજના લોભે ભણાવવામાં માવિત્રોએ અંતરાય પાડવો ન જોઈએ. કારણ કે બાળકોને ભણાવવાની ફરજ જે માવિત્રો ન બજાવે તે શત્રુ-વૈરી સરખા ગણાય છે. ઘણા લોકો જેઓ પોતાની ફરજ સમજે છે તેઓ પોતાનાં બાળકોને ભણાવવામાં પૂરતી સહાયતા કરે છે. એ વિદ્વાન થયેલા પુત્રો પાછળથી માવિત્રોનો ઉપકાર માને છે. માવિત્રોનાં કુળને ઉજ્જવળ કરે છે. દુનિયામાં યશઃ-કીર્તિ મેળવે છે. અને પરોપકારનાં કામ કરીને સ્વ-પરનું હિત સાધે છે. માટે વિદ્યાભ્યાસની ખાસ જરૂર છે.

બ૦—ખરૂં છે, તમારી વાત બરાબર હૈયે ઉતરી છે. ભણવા ભણાવવાનો બનતો પ્રયાસ કરીશ. સારૂં.

જયજિનેંદ્ર !!!

卐

# ૨૭-કન્યાવિક્રય વિષે સંવાદ

પ્ર૦—આજ કાલ લોકો વિશેષ દુઃખમાં કેમ સપડાય છે?

ઉ૦—આ દુનિયામાં માણુસોને દુઃખ-આપદાઓ પ્રાપ્ત થવાનાં અનેક કારણોમાં કન્યાવિક્રય પણુ એક મ્હોટું કારણુ છે.

પ્ર૦—કન્યા-વિક્રય એટલે શું?

ઉ૦—કન્યાવિક્રય એટલે પોતાના અંગથી ઉત્પન્ન થયેલી પુત્રીને લોભવૃત્તિના કારણુથી ગાય ભેંસ વિગેરે પશુઓની માફક પૈસો લઈને વેચવી તે.

પ્ર૦—કન્યાવિક્રય શા કારણુથી શરૂ થયો હશે?

ઉ૦—સાંભળો, તે તમને કહી બતાવું. કન્યાવિક્રય માણુસોમાંથી માણુસાઈ જવાથી શરૂ થયો. કન્યાવિક્રય લોભ વધવાથી શરૂ થયો. કન્યાવિક્રય વિષય-વાસના વધવાથી શરૂ થયો. કન્યાવિક્રય જ્ઞાતિભેદ અને વાડાઓ-મત પંથો વધવાથી શરૂ થયો. અને કન્યાવિક્રય નાતના આગેવાનોમાં મ્હોટાઇ, સ્વાર્થ, કુસંપ અને અનીતિ વધવાથી શરૂ થયો.

પ્ર૦—કન્યાવિક્રય થવાથી પરિણામ કેવું આવ્યું?

ઉ૦—સાંભળો, કન્યાવિક્રય થવાથી પારણાં-ઘોડીયાંમાં સગપણુ થવા લાગ્યાં, કન્યાવિક્રય થવાથી કાચી ઉમરે લગ્ન થવા માંડયાં. કન્યાવિક્રય થવાથી વૃદ્ધવિવાહ થવા લાગ્યા. કન્યા-વક્રય થવાથી કન્યાઓને દુઃખ આવતાં કન્યાવિક્રય કરનાર માવિત્રો અને તેના દલાલો ઉપર કન્યાનાં નિઃશાસા પડવા

લાગ્યાં. કન્યાવિક્રય થવાથી વિધવાઓની–બાળરંડાઓની સંખ્યા વધવા લાગી. કન્યાવિક્રય થવાથી વ્યભિચાર વધ્યો. કન્યાવિક્રય થવાથી કુસંપ, કજીયા કલેશ અને વેરઝેર વધ્યા. કન્યાવિક્રય થવાથી નાત જાતની પડતી થવા માંડી. કન્યાવિક્રય થવાથી અપયશ–અપકીર્તિ વધી. અને કન્યાવિક્રય થવાથી દરિદ્રપણું આવ્યું તથા લાજ મર્યાદા ઘટી.

પ્ર૦—શું શાસ્ત્રોમાં કન્યાવિક્રય ક્યાંય પણ નહિ હોય?

ઉ૦—શાસ્ત્રોમાં તો કન્યાદાન શબ્દ જોવામાં આવે છે. જ્યાં દાન હોય ત્યાં તો દેવાનુંજ હોય, પણ દીકરીનું લઈ તો ન જ શકાય. વધારે શું કહેવું? ઘણા ડાહ્યા માણસો તો દીકરીના ઘરનું અન્ન–જળ પણ નથી લેતા, તો પછી પૈસા લેવાની તો વાતે શી?! પૂર્વકાળમાં કન્યાઓને હજારો, લાખો અને કરોડોના (પોતાની શક્તિ અનુસાર) દાયજાઓ અપાતા. એમ શાસ્ત્રો શાખ પૂરે છે. અરે! કેટલાક પુરૂષોની (શ્રીકૃષ્ણ મહારાજ, દેવકીજીના પિતા દેવસેન રાજા, ચેડા મહારાજા, તથા શ્રેણિક રાજા વિગેરેની) તો એવી પ્રતિજ્ઞા હતી કે પોતાની દીકરીઓનાં પણ સગપણ પોતાની જાતે મ્હારે ન કરવાં. કારણ કે કદાચ દીકરીને દુઃખ પડે તો તેના નિઃશાસા સગપણ કરનાર ઉપર પડે. જ્યારે આજકાલ તો પોતાની જાતે વેચી હજારોની રકમ લેતાં કસાઇ જેવાં તેનાં માવિત્રો જરા પણ અચકાતાં નથી. પશુઓ અને અન્ય પદાર્થોની માફક કન્યાઓની બજારો ભરાતી નથી એટલીજ માત્ર ખામી રહી છે.

પ્ર૦—કન્યાવિક્રય કરનારા શું સુખી નથી થતા

ઉ૦—ધ્યાન રાખજો કે કન્યાવિક્રય કરનારાઓ સુખી થયા નથી અને થવાના પણ નથી. કન્યાઓની વિશેષ ઉત્પત્તિ થવાથી 'કોરીઉં કે રૂપીયાનાં વ્હાણ આવ્યાં' માની તેમનાં માવિત્રો હર્ષ પામે છે. એ કન્યાઓનો પૈસો ઘરમાં આવતો દેખાય છે, પણ કયાં, કયારે અને કેવી રીતે તે ચાલ્યો જાય છે? તેનો વિચાર ભાગ્યેજ કોઈ કરતું હશે. કન્યા-વિક્રય કરનારાઓએ તેનો વિચાર અવશ્ય કરવો જોઇયે.

પ્ર૦—કન્યાવિક્રય કરનારાને કંઈ ફળ મળે ખરૂં?

ઉ૦—હાસ્તો....કન્યાવિક્રય કરનારાને તેનું ફળ બૂરૂં અવશ્ય મળેજ. કન્યાવિક્રયનો પૈસો ઘરમાં આવતાં એનો કણુકો જેના પેટમાં જાય તેને પ્રથમ તો કુબુદ્ધિ ઉત્પન્ન કરાવે. નીતિ, ન્યાય, સત્ય અને ધર્મથી ચૂકાવે. અને છેવટે મરણને શરણ પણ કરાવે; અર્થાત્ જેમ મીઠું જે ઠામમાં વધારે વખત રહે તેને ખાઈ જાય, તેમ એ કન્યાવિક્રયનો પૈસો પણ તેની પાયમાલી કરે.

પ્ર૦—ત્યારે સુખ મેળવવા માટે શું કરવું જોઈએ?

ઉ૦—જો દેશની, સમાજની, નાતની અને પોતાની ચડતી કરવી હોય, કુસંપ ટાળી સંપ–સુલેહ વધારવાં હોય, અનાચારો ઘટાડવા હોય, સદાચારી બનવું હોય, યશ:કીર્તિ મેળવવી હોય અને સુખ સંપત્તિની ઇચ્છા હોય તો દરેક નાતના આગેવાનોએ અગર તેઓ ન સમજે તો પોતાની જાતે કન્યાવિક્રય દૂર કરવો જોઇએ. અને ૧૫-૧૬ વર્ષની કન્યા થયા પહેલાં તેમજ વરની ૨૦-૨૫ વર્ષની ઉમર થયા પહેલાં તેમને સગપણ

તેમજ લગ્નગાંઠથી જોડવાં ન જોઈએ. લગ્ન એ શું ? અને ગૃહસ્થાશ્રમ કેમ ચલાવવો ? એવી સમજણ આવ્યા પછીજ, વગર પૈસે, શક્તિ અનુસાર દાયજાની સાથે, કન્યાને યોગ્ય વર સાથે પરણાવવામાં આવે તોજ સંસાર સુખમય બને, એ નિઃશંસય છે. આવું જ્યાં સુધી ન થાય ત્યાં સુધી સુખી સંસાર જોવાની આશા રાખવી એ વ્યર્થ છે.

પ્રશ્નકર્ત્તાઃ—તમારૂં કહેવું સત્ય છે. સમાજ સુધરે કે ન સુધરે છતાં આપણે આપણા ઘરથીજ કન્યાવિક્રયને તિલાંજલિ આપવી એ શ્રેષ્ઠ છે.

સારૂં, જયજિનેંદ્ર ! ! !

卐

# ૨૮–જીવ અને અજીવ (પુદ્‌ગલ) વિષે સંવાદ

પ્ર૦—સામી ભીંતે શું ટંગાડેલ છે ?

ઉ૦—એ તો ઘડીયાળ છે.

પ્ર૦—એ ચાલે છે તે શું એમાં જીવ હશે ?

ઉ૦—એમાં જીવ નથી, એ તો અજીવ–જડ કે પુદ્‌ગલ છે, છતાં યંત્રો–સંચાઓની તેવી ગોઠવણ હોવાથી અને માણસની પ્રેરણાથી રેલ્વે, મોટર, વિમાન, ફોનોગ્રાફ કે મીલો વિગેરેના સંચાઓની માફક ચાલ્યા કરે છે.

પ્ર૦—જીવ એટલે શું ?

ઉ૦—જેનામાં ચેતનશક્તિ હોય, સુખ–દુઃખ જાણવાનું જ્ઞાન કે સંજ્ઞા હોય, પરાક્રમ ફોરવવાની શક્તિ હોય અને જે યોગ લક્ષણવાળો હોય તે જીવ કહેવાય.

પ્ર૦—જીવ ક્યાં રહે ? તે દેખાતો કેમ નથી ?

ઉ૦—જીવને કોઈ જાતનું રૂપ–રંગ નથી. અર્થાત્ રૂપ વગરનો અરૂપી છે. એટલે આપણી ચામડાની આંખે દેખાય નહિ. કેવળ–જ્ઞાનીઓ જાણે દેખે. અને એ જીવ શરીરમાં વ્યાપી રહે છે.

પ્ર૦—શરીરમાં જીવ છે એમ આપણે શાથી જાણી શકીએ અને તે શરીરમાં કયે ઠેકાણે રહેતો હશે ?

ઉ૦—શરીરનું હાલવું, ચાલવું, ખાવું, પીવું, ઉઠવું, બેસવું, સૂવું, બોલવું, ઉડવું, કામકાજ કરવું અને કૂદવું વિગેરે ક્રિયાઓથી જીવને જાણી શકાય. વળી શરીરના કોઈ પણ ભાગમાં લાગી જાય, સોઈ ભોંકાય, કાંટો લાગે, ગૂમડું થાય કે કોઈ પણ જાતની પીડા થાય તો આખા શરીરમાં એની અસર થવા પામે, રૂંવાડાં ઉભાં થઇ જાય, એથી જીવ આખા શરીરમાં વ્યાપીને રહે છે એમ જાણી શકાય છે. અને જ્યારે જીવ નીકળી જાય છે ત્યારે એજ શરીર લાકડાંની માફક ચેષ્ટા વગરનું થઇ જવાથી અગ્નિ વડે બાળવા છતાં તેને કશી પીડા જણાત નથી.

પ્ર૦—ચેતન ઉડી ગયા પછી તે શરીરને શું કહેવાય ?

ઉ૦—ચેતન વગરના શરીરને શબ–મડદું, અજીવ કે પુદ્ગલ કહી શકાય.

પ્ર૦—પુદ્ગલ એટલે શું ?

ઉ૦—પૂરાય, વિખરાય, સડી જાય, પડી જાય, અવ્યક્ત અવાજ કરે, નજરે દેખાય, અંધારૂં કરે, અજવાળું કરે, છાયા કરે, તાપ કરે અને રસ–ગંધ કે સ્પર્શવાળું હોય તે પુદ્ગલ. તેમજ જીવ વગરનું હોવાથી અજીવ પણ કહેવાય.

પ્ર૦—લોકમાં જેટલાં પુદ્ગલો હશે તે બધાં દેખાતાં હશે ?

ઉ૦—જે પુદ્ગલો બાદર–સ્થૂલ છે તે આપણી નજરે દેખાય. પરંતુ જે સૂક્ષ્મ–અતિ ઝીણાં પરમાણુ પુદ્ગલ અને બે ત્રણ પ્રદેશથી માંડીને અનંત પ્રદેશવાળા સ્કંધો હોય તે તો ન જ દેખાય.

પ્ર૦—પરમાણુ પુદ્ગલ એટલે શું ?

ઉ૦—પરમ એટલે અત્યંત–સર્વ થકી, અણુ એટલે સૂક્ષ્મ–ઝીણું એવું જે પુદ્ગલ તે પરમાણુ કહેવાય. (કે જેના બે વિભાગ ન જ થાય તે.)

પ્ર૦—તમારા કહેવા પ્રમાણે પુદ્ગલમાં ચેતન–જીવ નથી, તો પછી જથ્થાબંધ પરમાણુઓ ભેગા થઈ શરીર કે સ્કંધરૂપે બંધાતાં હશે ?

ઉ૦—કેટલાંક પરમાણુઓ જીવની શક્તિથી ખેંચાઇ મન રૂપે, વચનરૂપે અને કાયારૂપે ભેગાં થાય છે અને ઘણાં પરમાણુઓ પવનના પ્રયોગથી ખેંચાઈને પુદ્ગલ–સ્કંધરૂપે ભેગાં થાય છે. બાકીનાં પરમાણુઓ પરમાણુરૂપે છૂટાં છૂટાં પણ રહેલાં હોય છે.

પ્ર૦—જીવને સંસારમાં રખડાવનાર કયાં પુદ્ગલો છે?

ઉ૦—મુખ્યત્વે કરીને કર્મ-પુદ્ગલોજ સંસારમાં રખડાવનારાં છે.

પ્ર૦—જીવ અને અજીવ-પુદ્ગલ એ બન્નેના સ્વભાવ જૂદા છે, તો જીવે કર્મ-પુદ્ગલોની સોબત કયારથી અને શા માટે કરી હશે?

ઉ૦—જીવ અનાદિ-કાળથી કર્મ-પુદ્ગલોનો સંગી હોય છે. એ કર્મ-પુદ્ગલોથી છૂટવાનો ઉપાય મુક્તિ છે, પરંતુ તે સમકિતની પ્રાપ્તિ થયા વગર મળતી નથી. એટલે સમકિત આવ્યા વગર જીવને કર્મ-પુદ્ગલોથી છૂટવાનો બીજો કોઈ પાય જ નથી.

પ્ર૦—એ કર્મ-પુદ્ગલોનો નાશ કરનારા જીવો કેવા કહેવાય?

ઉ૦—આઠે કર્મ-પુદ્ગલોનો નાશ કરનારા સિદ્ધ ભગવંતો કહેવાય. ચાર ઘાતી કર્મોનો નાશ કરી બાકીનાં ચાર અઘાતી કર્મોનો નાશ કરવાના કામી થકા વિચરે છે તે અરિહંત-તીર્થંકર કે કેવળી કહેવાય.

પ્ર૦—એ કર્મ-પુદ્ગલો સહિત હોય તે જીવો કેવા કહેવાય?

ઉ૦—તે જીવો સંસારી કહેવાય.

પ્ર૦—એ સંસારી જીવો કેટલા પ્રકારના છે?

ઉ૦—મુખ્ય તેમના બે પ્રકાર છે. ત્રસ અને સ્થાવર. પૃથ્વી, પાણી, અગ્નિ, વાયરો અને વનસ્પતિ એ પાંચ સ્થાવર

ગણુાય છે. જેમને માત્ર કાયાની એકજ ઇન્દ્રિય હોય છે. જેમનું છેદન–ભેદન કે તાડન–તર્જન કરવામાં આવે છતાં તે પીડાથી ભાગી છૂટવાની જેમનામાં શક્તિ નથી, ત્યાંજ સ્થિર રહી પરાધીનપણે સહન કરે તે સ્થાવર જીવ કહેવાય. તથા જે જીવોને અડકવામાં આવે કે મારવામાં આવે તો ત્રાસ પામી નાસી છૂટે તેવા બે ઇન્દ્રિય (કાયા અને જીભવાળા), તેઇન્દ્રિય (કાયા, મુખ અને નાકવાળા), ચઉરિન્દ્રિય (કાયા, મુખ, નાસિકા અને આંખવાળા) અને પંચેન્દ્રિય (કાયા, મુખ, નાસિકા, આંખ અને કાન એ પાંચે ઇન્દ્રિયોવાળા) જીવો એ ત્રસ ગણુાય છે.

પ્ર૦—આવી રીતે સિદ્ધ, અરિહંત કે સંસારી અથવા ત્રસ કે સ્થાવર તેમજ એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉ-રિન્દ્રિય અને પંચેન્દ્રિય વિગેરે ભેદોથી તો જીવોની શક્તિ ઓછી કે અધિક જણુાય છે. અર્થાત્ બધા જીવોની શક્તિ સરખી નથી. ખરૂં કે નહિ?

ઉ૦—નિશ્ચય નયથી તો દરેક જીવોની શક્તિ અનંતી છે. (અર્થાત્ સિદ્ધ સરખા છે.) પરંતુ જે જે જીવોએ કર્મ પુદ્ગલોથી દબાયલી શક્તિને જેટલે જેટલે અંશે પ્રકટ કરી છે (અકામ નિર્જરાથી કે સંયમ અને તપથી કર્મોનો નાશ કર્યો છે) તેટલે તેટલે અંશે તે તે જીવો એક બીજાથી ઉચ્ચપદ પામ્યા છે. માટે તેઓમાં વિવિધ ભેદો જણુાય છે.

પ્ર૦—આ તો જીવ અને અજીવ (પુદ્ગલ)નું સ્વરૂપ આપણે જાણુવા જેવું છે, પરંતુ શી રીતે જણુાય?

ઉ૦—જગતમાં જીવ અને અજીવ (જડ કે પુદ્ગલ) નામની બે વસ્તુ છે. એનું સ્વરૂપ દરેક મુમુક્ષુ (કર્મથી મુક્ત થવાને ઈચ્છતા) આત્માએ જરૂર જાણવું જોઈએ. એનું સ્વરૂપ જાણ્યા વગર ખરી અહિંસા-દયા પળી ન શકે; પૌદ્ગલિક વસ્તુ ઉપરથી મોહ ન છૂટે. અને આત્મરમણતા ન થાય. માટે ગુરૂમહારાજ પાસેથી નવ તત્ત્વ પ્રકરણ કે થોકડાનું ઉંડું રહસ્ય સમજી અભ્યાસ કરવો જોઈએ.

પ્રશ્નકર્તા:—ખરૂં છે....હવેથી એનું સ્વરૂપ સમજવા માટે ઉદ્યમ કરીશ. સારૂં, જયજિનેન્દ્ર ! ! !

卐

## ૨૯ સદ્ગતિ અને દુર્ગતિ વિષે સંવાદ.

પ્ર૦—આજે તો ગામમાં આટલી બધી રડાકૂટ થાય છે, કોણ મરી ગયું છે ?

ઉ૦—આજે ગામમાં બે મરણ થઈ ગયાં છે. એક તો રૂડો રબારી અને કાળીદાસ કામદાર પાછા થયા છે.

પ્ર૦—એ બન્નેની ગતિ કેવી થઈ હશે ?

ઉ૦—ખરૂં તો જ્ઞાની પુરૂષો જાણી શકે. આપણે તો અનુમાન કરી શકીએ....એક માણસના મરણ પછી લોકો ખેદ કરે છે. અને કહે છે કે 'આ માણસ બહુ જ ભલો, દયાળુ અને પરોપકારી હતો. ગામમાં એની ભારે ખોટ પડી

છે.' જ્યારે એક માણસનું મરણ થતાં લોકો ખુશી થાય છે. અને કહે છે કે 'એક કાગડો મુઓ તો સો ગાયોનાં શીંગડાં ઠર્યાં.' આવી રીતે કીર્તિ કે અપકીર્તિ ઉપરથી સદ્ગતિ કે દુર્ગતિનું અનુમાન થઈ શકે છે.

પ્ર૦—ત્યારે કાળીદાસ કામદાર તો સામાયિક, પ્રતિક્રમણ, પોષા અને તપશ્ચર્યા વિગેરે ધર્મકરણી કરતો હતો. એટલે એની તો સદ્ગતિ થવી જોઈએ. અને રૂડો રબારી તો ધર્મમાં કંઈપણ સમજતો નહિ, અર્થાત્ અધર્મી હતો. એટલે એની તો દુર્ગતિ થઈ હશે. ખરૂં કે નહિ ?

ઉ૦—ધર્મ કે અધર્મ અથવા સદ્ગતિ કે દુર્ગતિનો આધાર તો પરિણામ-વૃત્તિ ઉપર છે. દેખવારૂપ ગમે તેટલી ધર્મકરણી કરીએ, પરંતુ આત્મામાં વિષય, કષાય, નિર્દયતા, વક્રતા, અનીતિ, અન્યાય, કુડકપટ અને રાગદ્વેષ વિગેરે દુર્ગુણો ભર્યા હોય તો સદ્ગતિ શી રીતે થાય ? કાળીદાસ કામદાર દેખીતી રીતે તો ધર્મકરણી કરતો હતો, પરંતુ સમભાવ, પાપની બીક, સહનશીલતા, ગુણગ્રાહીપણું, સરળતા, દયા અને ઉદારતા વિગેરે ગુણોનો છાંટો પણ ન હતો. નિંદા-ઈર્ષ્યા, રાગ-દ્વેષ, લોભ અને નિર્દયતા વિગેરે અવગુણો તેનામાં ભર્યા હતા. એની ધર્મકરણી શું કામની ? અને એની સદ્ગતિ પણ ક્યાંથી થાય ? જ્યારે રૂડો રબારી ભલે દેખીતી રીતે કાંઇપણ ધર્મ કરણી કરતો ન હતો, પરંતુ કોઈપણ માણસ કે પશુપક્ષી વિગેરે પ્રાણીને કોઇ મારતું હોય તો તરત તેને બચાવી લેતો. કોઈ ઉપર આફત આવી પડે તો તે તેને મદદ કરતો, સાચું બોલતો. હરામવૃત્તિ તો ન જ હતી, પણ કોઈના ઉપર ઉપકાર

કરે અને તે માણુસ ખુશી થઈને કંઇ આપે તે પણ લેતો નહિ. પવિત્રવૃત્તિવાળો, સંતોષી, નમ્ર, સહનશીલતાવાળો અને સામાન્ય સ્થિતિનો છતાં ઉદારવૃત્તિવાળો હતો. કહો.... એની સદ્‌ગતિ કેમ ન થાય ?

પ્ર૦--સદ્‌ગતિ અને દુર્ગતિ એ કયે ઠેકાણે હશે ?

ઉ૦--સદ્‌ગતિ કે દુર્ગતિનું નિશ્ચયનયથી તો પોતાનો આત્મા એજ મુખ્ય સ્થાન છે. કારણકે સદ્‌ગતિ કે દુર્ગતિને ઉત્પન્ન કરનાર આત્મા પોતે જ છે. શાસ્ત્રોમાં કહ્યું છે કે- 'સુખ-દુઃખનો કર્ત્તા કે ભોક્તા આત્મા છે તેમ મિત્ર કે શત્રુ પણ આત્મા પોતેજ છે.' અર્થાત્ આત્મા પાપથી ડરીને સમભાવમય ધર્મના માર્ગે ચાલે તો પોતે પોતાનો મિત્ર અને સુખનો ઉત્પાદક છે. તથા રાગ-દ્વેષ, વિષય-કષાય વિગેરે અધર્મના માર્ગે ચાલે તો પોતે પોતાનો દુશ્મન અને દુઃખનો ઉત્પાદક છે. માટે જ નિશ્ચયથી સદ્‌ગતિ કે દુર્ગતિ આત્મામાંજ છે. પરંતુ વ્યવહારથી તો નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ એ ચારેમાં સદ્‌ગતિ કે દુર્ગતિ રહેલી છે.

પ્ર૦--મનુષ્ય કે દેવપણું એ તો સદ્‌ગતિ ગણાય છે, તો પછી એ બેમાં દુર્ગતિ શી રીતે ગણાવી ?

ઉ૦—જે જે મનુષ્યોમાં દયા, સત્ય, શુદ્ધ દાનત, પવિત્ર વૃત્તિ, સંતોષ, સહનશીલતા, નમ્રતા, સરળતા, ઉદારતા, ગુણ- ગ્રાહીપણું, સાચા દેવ-ગુરૂ ને ધર્મની પિછાણ તથા અખંડ શ્રદ્ધા, ત્યાગ, તપ, વૈરાગ્ય, સદ્‌ભાવના, પરોપકાર, સેવાભાવ અને સમભાવ વિગેરે સદ્‌ગુણો હોય તેવા મનુષ્યો સદ્‌ગતિ- વાળા ગણાય. અને એમાંનો એકે ગુણ ન હોય તેવા મનુષ્યો

દુર્ગતિવાળા ગણાય છે. તેમજ....ઉપર બતાવેલા ગુણો જેમ-નામાં ન હોય તેવા દેવો (અસુર જાતિના–પંદર પ્રકારના પરમાધાર્મિક–પરમાધામી તથા ત્રણ પ્રકારના કિલ્વિષિક–કિલ્બિષિયા વિગેરે દેવો) દુર્ગતિવાળા ગણાય. અને ઉપર બતાવેલા ગુણોવાળા દેવો સદ્‌ગતિવાળા ગણાય છે.

પ્ર૦....ત્યારે નરક અને તિર્યંચ એ તો દુર્ગતિ જ ગણાય છે, તો પછી એ બેમાં સદ્‌ગતિ શી રીતે હોઈ શકે?

ઉ૦—જે નારકીના જીવો નરકનાં દુઃખો સમતાથી સહન કરે છે, કોઇનો વાંક–દોષ જોતા નથી, 'પોતે જ કરેલી કમાણી પોતાને જ ભોગવવાની છે' એમ સમજે છે, ઉત્તમ મનુષ્ય ભવ તથા ધર્મની સામગ્રી મળવા છતાં અજ્ઞાનતાને લઇને પૂર્વે કરેલાં દુષ્કૃત્યોનો પશ્ચાત્તાપ–ખેદ કરે છે અને જેઓ સત્ય વસ્તુને સમજે છે, તેવા નારકીઓ સદ્‌ગતિવાળા ગણાય છે. અને જેઓ નરકનાં દુઃખો ભોગવતાં 'મરૂં છું, મરૂં છું' કહી રાડો પાડે છે, દુઃખ આપનાર પરમાધામી કે વૈરભાવથી સામે લડનાર નારક જીવો ઉપર ગુસ્સો કરે છે, પૂર્વે કરેલાં કર્મો માટે જેમને પશ્ચાત્તાપ થતો નથી, જેઓ ક્રૂર છે અને સત્ય વસ્તુને [કર્મ કે ધર્મના સ્વરૂપને] સમજતા નથી તેવા નારકીઓ જ દુર્ગતિવાળા ગણાય છે. તેમજ જે (જળચર, સ્થળચર, ઉરપર, ભુજપર અને ખેચર એ પાંચે જાતિના) સંજ્ઞિ–પંચેન્દ્રિય તિર્યંચોને જાતિસ્મરણ જ્ઞાન દ્વારા પૂર્વ ભવોમાં આચરેલા સત્યધર્મની પિછાણ થાય છે, પૂર્વ ભવે ધર્મ કરણીમાં રાખેલી ખામી–પોતાની ભૂલ માટે ખેદ થાય છે અને જ્ઞાની

પુરૂષોની સાક્ષીએ ધર્મ-વ્રત નિયમો [ શ્રાવકનાં બાર વ્રતો ] આદરીને યથાશક્તિ પાળે છે ( શ્રાવકની કરણી કરે છે ) તેવાં તિર્યંચો સદ્દગતિવાળાં ગણાય છે. અને તે સિવાયનાં સંજ્ઞી કે અસંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિય, ચઉરિન્દ્રિય, તેઇન્દ્રિય, બેઇન્દ્રિય અને એકેન્દ્રિયવાળાં ( પૃથ્વી, પાણી, અગ્નિ, વાયરો તથા વનસ્પતિ ) તિર્યંચો દુર્ગતિવાળાં જ ગણાય છે.

પ્રશ્નકર્ત્તા:—સદ્દગતિ અને દુર્ગતિનું આવું સ્વરૂપ તો મેં કદી સાંભળ્યું જ ન હતું, તે તમે ઠીક સમજાવ્યું. હવેથી હું પણ સદ્દગતિને યોગ્ય આચરણ કરતો રહીશ.

સારૂં, જયજિનેંદ્ર ! ! !



## ૩૦ કર્મ વિષે સંવાદ:—

પ્ર૦—કેમ ગઇ કાલે પ્રતિક્રમણ કરવા આવ્યા ન હતા ?

ઉ૦—મન તો અહિં જ પ્રતિક્રમણમાં જ હતું, પરંતુ એકદમ તાવ આવી જવાથી આવી શકાયું નહિ.

પ્ર૦—અરે !....તમારા જેવા ધર્મી જીવને તે વળી તાવ કેવો ?

ઉ૦—ગમે તેટલો ધર્મ કરતા હોઇએ છતાં પૂર્વ કાળે અજ્ઞાનતાને લઇને જે કર્મો બાંધેલાં હોય, સત્તામાં પડેલાં હોય અને મુદત પૂરી થતાં ઉદયમાં આવે એટલે તેનું ફળ ભોગવવું જ પડે.

પ્ર૦—ધર્મના બળથી શું એ કર્મોનો નાશ ન થાય ?

ઉ૦—જે કર્મો તીવ્ર રસથી ( કષાયથી ) બંધાયલાં હોય

તેવાં નિકાચિત કર્મો તો ઉદયમાં આવે અને તે શ્રેણિક રાજા પ્રમુખની પેઠે અવશ્ય ભોગવવાં જ પડે. પરંતુ જે મંદ રસથી બંધાયલાં હોય તે ધર્મના બળથી ત્રૂટે ખરાં....કર્મ જેમ પૂર્વભવનાં હોય તેમ આ ભવનાં બાંધેલાં પણ હોય અને તે આ ભવમાં જ ભોગવવાં પડે. એટલે મને જે તાવ આવ્યો તે આ ભવનું જ (તત્કાળનું જ) બાંધેલું કર્મ ઉદયમાં આવ્યું.

પ્ર૦—એવું કયું કર્મ કર્યું કે જેથી તાવ આવી ગયો ?

ઉ૦—ખાવા પીવા વિગેરેમાં અનિયમિતપણું થઈ જવાથી.

પ્ર૦—એમાં તે એવું કયું કર્મ બંધાયું ગણાય ?

ઉ૦—કર્મ કેમ નહિ ? કર્મ તો અનેક રીતે બંધાય છે.

પ્ર૦—ત્યારે કર્મ કઈ રીતે બંધાય છે તે સમજાવશો ?

ઉ૦—હા....સાંભળો, કર્મો બાંધવાનું મુખ્ય કારણ તો મનપરિણામ છે. એનાથી જ રાગ–દ્વેષ જન્મે છે. અને એ રાગ–દ્વેષ તે કર્મોને ઉત્પન્ન કરવાનાં બીજ રૂપ ગણાય છે. હવે હું મ્હારા અનિયમિતપણાનું જે ફળ ભોગવ્યું તે કહું છું. મ્હારો હમેશાં બે વખત જમવાનો નિયમ છે. પાણી સિવાય વચ્ચમાં કોઈ પણ ચીજ મોઢામાં નાંખું નહિ. જેને લઈને અત્યાર સુધીમાં મને કદી રોગ થયો હોય તેવું સાંભળતું જ નથી. છતાં ગઈ કાલે બપોરે ઘરમાં નવી ચીજ બનાવેલી. ઘરવાળાંઓના બહુ આગ્રહથી જરા મન લલચાયું અને સ્વાદિષ્ટ હોવાથી બે કોળીયાં વધારે ખવાણાં. ઠંડી ઋતુ,

હજામત કરાવી, ન્હાઈને ખાધી એ ચીર કલિંગરની અને ખાધું રોટલા સાથે દહી....પ્રતિક્રમણનો ટાઈમ થતાં જ ચડી હડહડતી ટાઢ અને ચાર ડીગ્રી તાવ ચડી આવ્યો. રાત પડી ને એક તરફ થયો ઝાડો અને બીજી તરફ થઈ ઉલટી. ( વમન. ) આખી રાત હેરાન હેરાન થઇ ગયો. જ્યારે પેટ-માંથી બધું નીકળી ગયું ત્યારે તાવ ઉતરી ગયો અને શાંતિ થઈ, પરંતુ અશક્તિ થઈ ગઈ...જુઓ, જો સારી વસ્તુ જોઇ મન લલચાયું-રાગ, મોહ કે આસક્તિ ઉત્પન્ન થઈ તો કર્મ બંધાયું અને તેનું ફળ પણ તત્કાળ મળી ચૂક્યું.

પ્ર૦—આ તો ખાવામાં આસકિત-રાગ ઉત્પન્ન થતાં તમને આવું ફળ ભોગવવું પડયું અને એનો અનુભવ તો મને પણ ઘણીવાર થયો છે. તેમ ઘણાને એવો અનુભવ થયા કરતો હશે, છતાં જીભને કોઈક જ વશ રાખી શકતો હશે. પરંતુ ખાવાની વસ્તુનો તિરસ્કાર કરે તો કેવું ફળ ભોગવવું પડતું હશે ?

ઉ૦—જ્યારે ખાવાની વસ્તુ ઠંડી પડી જાય, મીઠું-મરચું વિગેરે વધ ઘટ પડી ગયું હોય, તે વસ્તુ બળી ગઇ હોય કે બગડી ગઇ હોય ત્યારે તે વસ્તુ ઉપર અણગમો થવાથી તિરસ્કાર છૂટે, મનમાં ખીજાય, અન્નને ડાટે કે ફેંકે, થાળી પછાડે, ‘ખાણુ જેવું બાકી મૂકયું છે’ એમ કહી રસોઈ કરનારને ગાળો આપે અને મારકૂટ પણ કરે. એટલે થયો દ્વેષ. અન્નના રક્ષક-ઉપરી દેવોનો કોપ થાય અને અન્ન ઉપર દ્વેષ કરનાર આત્માને એ જ ભવે કે પરભવમાં અન્ન અને દાંતનું વૈર થાય, અર્થાત્ અન્ન મળવું દુર્લભ થાય.

પ્ર૦—આ તો ખાવા પીવાની બાબતમાં રાગ-દ્વેષ થતાં આવું ફળ ભોગવવું પડે છે, તો પછી જીભથી બોલવામાં, આંખે જોવામાં, કાને સાંભળવામાં, નાકે ગંધ લેવામાં કે ગંધ આવવામાં, શરીરથી વિવિધ પ્રકારના સ્પર્શનો અનુકુળ કે પ્રતિકુળ અનુભવ થવામાં અને પાંચે ઈન્દ્રિયોના નાયક મનથી ચિંતવન કરવામાં કેવાં કર્મ બંધાતાં હશે અને કેવું ફળ ભોગવવું પડતું હશે?

ઉ૦—એ બધી બાબતોમાં મુખી મન છે. મન એ ન્હાના મ્હોટા-સૂક્ષ્મ કે સ્થૂળ દરેક જીવોને હોય છે. કોઈને માત્ર સંજ્ઞારૂપેજ હોય છે. અને કોઈને વિચાર રૂપે હોય છે. સંજ્ઞારૂપે રહેલું મન પણ કેટલાક જીવોને તદ્દન ગુપ્ત હોય છે, કે જેને ફક્ત જ્ઞાની પુરૂષો જ પોતાના પ્રત્યક્ષ જ્ઞાનથી જાણી શકે. જ્યારે કેટલાક જીવોને એ સંજ્ઞારૂપે રહેલું મન આપણાથી પણ જાણી શકાય તેવું પ્રગટ હોય છે. જુઓ, વનસ્પતિ અને બીજા હાલતા ચાલતા જીવોમાં જણાય છે. તથા વિચાર રૂપે રહેલા મનવાળા પશુ, પક્ષી, મનુષ્ય, દેવ અને નારક જીવો હોય છે. એટલે એ બધા જીવો મન દ્વારા રાગ-દ્વેષની પરિણુતિને લઇને કર્મ બાંધીને દુ:ખ ભોગવે છે.

પ્ર૦—એ કર્મો શું માત્ર દુ:ખરૂપ કડવાંજ ફળ આપનારાં છે કે સુખ-શાંતિરૂપ મીઠાં ફળ પણ આપે ખરાં?

ઉ૦—એ કર્મો બન્ને પ્રકારનાં ફળ આપનારાં છે. રાગ-દ્વેષથી બાંધેલાં કર્મો કડવાં ફળ ચખાડે છે અને દરેક જીવોને

પોતાના આત્મા સમાન ગણી તેમને દુઃખમાં સહાયતા કરવાથી–સાતા ઉપજાવવાથી, પાપ–કર્મ કરતાને અટકાવી ધર્મના માર્ગે ચડાવવાથી, મરતાને બચાવવાથી અને દરેક રીતે પરોપકાર કરવાથી બંધાયલાં કર્મો મીઠાં ફળ આપે છે.

પ્ર૦—રાગ–દ્વેષ સહિત કેવું આચરણ કરવાથી કડવાં ફળ કર્મો ચખાડે ?

ઉ૦—નિર્દયપણે, વગર કારણે, ઈર્ષ્યા કે ક્રોધ કરીને જીવોને મારી નાંખવાથી, છેદન–ભેદન–તાડન–તર્જન કરવાથી, જૂઠું બોલવાથી, પારકી થાપણ ઓળવવાથી, કુડ–કપટ કરવાથી, વિષય-લંપટ થવાથી, પરસ્ત્રીગમન કરવાથી, ચોરી કરવાથી, અતિ તૃષ્ણા–લોભ રાખવાથી, ક્રોધ કરવાથી, અહંકાર-અભિમાન કરવાથી, પારકું બૂરૂં કરવાથી કે ચિંતવવાથી, વૈર વિરોધ કરી આંટી–ગૂંટી રાખવાથી, જ્ઞાની પુરૂષોની કે કોઈની પણ નિંદા કરવાથી અને કોઈ પણ બાબતની મમત રાખવાથી, ઈત્યાદિક કારણોથી જીવ કડવાં ફળ આપનારાં કર્મો બાંધે છે.

પ્ર૦—એ કર્મો કડવાં ફળ ચખાડે ત્યારે જીવને કેવો અનુભવ થાય ?

ઉ૦—સત્ય વસ્તુ ન સમજાય. ઉદ્યમ કરવા છતાં જ્ઞાન-વિદ્યા ન આવડે. ભણવાની ઈચ્છા ન થાય–આળશ થાય. દેવ, ગુરૂ ને ધર્મ ઉપર અરૂચિ થાય. શરીરમાં હમેશાં વ્યાધિ–રોગ રહ્યા કરે. શરીર, કુટુંબ પરિવાર અને પરિગ્રહ ઉપર અત્યંત મૂર્છા (મોહ) રહે, દુઃખરૂપ લાંબું આયુષ્ય થાય. એકેન્દ્રિયાદિક દુર્ગતિ મળે. નીચ કુળમાં અવતાર પામે. દાન કરવાની ઈચ્છા ન થાય. ઈચ્છયું કંઇ પણ મળે નહિ.

છતી પોતાની વસ્તુ પોતે ભોગવી ન શકે અને ત્યાગ, તપ વિગેરે કરી ન શકે. ઈત્યાદિક અનેક પ્રકારનો અનુભવ થાય.

પ્ર૦—એ કર્મો મીઠાં ફળ ચખાડે ત્યારે જીવને કેવો અનુભવ થાય ?

ઉ૦—ઉપર બતાવેલા બધી બાબતો સવળી, સુખરૂપ, લાભરૂપ અને શુભ અનુભવાય.

પ્ર૦—કર્મોનો નાશ કઈ રીતે થાય ?

ઉ૦—ઉપયોગ સહિત, લાલસા રહિત, પોતાના તથા પરના આત્માના હિત અર્થે દાન, શિયળ, તપ, ત્યાગ, ક્ષમા, વિનય, દયા, સત્ય, સંતોષ, જ્ઞાનનો અભ્યાસ, સત્પુરૂષોની સેવા, સમભાવ અને સમાધિપૂર્વક સમજીને દરેક ક્રિયાઓ કરવાથી કર્મોનો નાશ થાય.

પ્રશ્નકર્ત્તા:—કર્મ બાંધવાનું, ભોગવવાનું અને છોડવાનું સ્વરૂપ ટુંકામાં ઠીક સમજાવ્યું. આપણે જો હમેશાં ઉપયોગથી વર્તી દરેક કામ–ક્રિયા કરતા રહીએ તો નવાં કર્મો બંધાતાં અટકે અને જૂનાં કર્મો સંયમપૂર્વક તપ કરવાથી ખપાવીએ તો જલ્દી સંસારનો–જન્મ, જરા અને મરણનો અંત આવી જાય.

બહુ સારૂં....પધારજો,

જયજિનેન્દ્ર !!!

卐

# ૩૧ ધર્મ વિષે સંવાદ:—

પ્ર૦—પ્રાણીમાત્રને સુખ શાથી મળે છે?

ઉ૦—ધર્મથી.

પ્ર૦—ધર્મ એટલે શું ?

ઉ૦—દુર્ગતિમાં પડતા જીવને ધરી રાખે-જવા ન આપે તે ધર્મ. ( અથવા જ્યાં કર્મ-બંધન ન થાય તે ધર્મ. )

પ્ર૦—ધર્મ ક્યાં રહે છે?

ઉ૦—ધર્મ આત્મામાં રહે છે.

પ્ર૦—ધર્મને શી રીતે ઓળખી શકાય?

ઉ૦—જ્યાં ધર્મ હોય ત્યાં દયા હોય, સત્ય હોય, દાનત શુદ્ધ હોય, વૃત્તિ પવિત્ર-નિર્વિકારી હોય, સંતોષ હોય, વિનય-નમ્રતા હોય, સહનશીલતા હોય, સરળતા હોય, સર્વ જીવો સાથે મૈત્રીભાવ હોય, ગુણગ્રાહીપણું હોય, સત્ય વસ્તુની પિછાણ હોય, નિંદા કે ઈર્ષ્યા કરવાનો સ્વભાવ ન હોય, સુ-દેવ અને સદ્‌ગુરૂ ઉપર અખંડ શ્રદ્ધા હોય, જિતેન્દ્રિયપણું ( પાંચ ઇન્દ્રિયો અને મનને જીતવાપણું ) હોય, વૈરાગ્ય ( પૌદ્‌ગલિક પદાર્થો તથા કુટુંબ પરિવાર ઉપર નિર્મોહીપણું ) અર્થાત્ કમળની પેઠે નિર્લેપ દશા હોય, ત્યાગવૃત્તિ હોય, નીતિ હોય, પરોપકારીપણું હોય અને સમભાવ (રાગ-દ્વેષ રહિત-પણું ) હોય. આવાં આવાં લક્ષણો ( ગુણો ) વડે ધર્મ ઓળખી શકાય.

પ્ર૦—ત્યારે અધર્મને શી રીતે ઓળખી શકાય.

ઉ૦—જ્યાં ઉપર બતાવેલા ગુણોથી વિપરીત–ઉલટાપણું હોય અર્થાત જ્યાં હિંસા, જૂઠ, ચોરી–હરામવૃત્તિ, વ્યભિચાર, લંપટપણું, અપાર તૃષ્ણા, ક્રોધ, માન, માયા–વક્રતા, નિર્દયપણું કે વૈરભાવ, નિંદા–ઈર્ષ્યા, દેવ–ગુરૂ અને ધર્મ ઉપર અરૂચિભાવ, મોહ, પાંચ ઈન્દ્રિયો તથા મનની તાબેદારી (અર્થાત્ ભોગવૃત્તિ), સ્વાર્થવૃત્તિ અને રાગ–દ્વેષ વિગેરે લક્ષણોથી અધર્મને ઓળખી શકાય.

પ્ર૦—ધર્મના ટુંકામાં કેટલા પ્રકાર છે ?

ઉ૦—ધર્મના પ્રકાર ચાર છે અને બે પણ છે.

પ્ર૦—ચાર પ્રકાર કયા કયા ?

ઉ૦—જેને જેને જે વસ્તુની જરૂરીયાત હોય તેને તે વસ્તુ આપવી તે પ્રથમ દાનધર્મ. સર્વથા બ્રહ્મચર્ય પાળવું, અગર સ્ત્રીએ પોતાના પતિ સિવાય પરપુરૂષને ન ઈચ્છવો અને પુરૂષે પોતાની સ્ત્રી સિવાય પરસ્ત્રી ન ઇચ્છવી તે બીજો શિયળધર્મ. સહનશીલતા–ક્ષમા સહિત બાર પ્રકારનું તપ (કોઈપણ પ્રકારની લાલસા વગર, એકાંત કર્મ–નિર્જરા માટે) કરવું તે ત્રીજો તપધર્મ. અને અનિત્યપણાનું, અશરણપણાનું, સંસારનું, એકપણાનું, અન્યપણાનું, અશુચિપણાનું, આસ્રવનું–પુણ્ય પાપરૂપ શુભાશુભ કર્મનું, સંવરનું, નિર્જરાનું, લોકનું, બોધિબીજ–સમકિતનું તેમજ ધર્મનું સ્વરૂપ ચિંતવવા રૂપ (બાર ભાવનારૂપ) ચોથો ભાવધર્મ. અથવા દરેક જીવોને પોતાના આત્મા સમાન ગણી પ્રેમ રાખવો તે મૈત્રી ભાવના.

ગુણી પુરૂષોને જોઈને રાજી થવું, તેવા ગુણી થવાની ભાવના ઉપજવી તે પ્રમોદ ભાવના. દુઃખી જીવ જોઈ કરૂણા આવવી, તેનું દુઃખ ટાળવાનો વિચાર કરવો તે કારૂણ્ય ભાવના તથા અવગુણો ટાળવા માટે જેને બોધ કરવા છતાં પણ જે પોતાના અવગુણો ટાળે નહિ, તેવા અવગુણી માણસની પણ નિંદા કરતાં તેના ઉપર સમભાવ રાખી તેના અવગુણ ટળે તેવી પ્રભુ પાસે પ્રાર્થના કરવી તે માધ્યસ્થ ભાવના. એ ચાર ભાવનારૂપ પણ ચોથો ભાવધર્મ સમજવો. તેમજ ટુંકામાં દરેક સારાં–ધર્મનાં કામો કરવામાં અંતરનો જે ઉલ્લાસ–ઉમંગ–ઉત્સાહ હોવો તે ભાવધર્મ કહેવાય.

પ્ર૦—ત્યારે ધર્મના બે પ્રકાર તે વળી કયા ?

ઉ૦—પ્રથમ સાધુધર્મ (સંસારની દરેક વાસનાઓ–ઇચ્છાઓ છોડી પાંચ મહાવ્રત, પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ વિગેરે સત્યાવીશ ગુણોએ સહિત જે આગાર રહિત ત્યાગધર્મ પાળવો તે) અને બીજો ગૃહસ્થ–શ્રાવકધર્મ (ગૃહસ્થાશ્રમમાં રહીને દાન, શિયળ, તપ, ભાવ, વ્રત, નિયમ વિગેરે ધર્મની યથાશક્તિ ત્યાગ–વૈરાગ્યપૂર્વક આરાધના કરવી તે ). એ બે પ્રકારે પણ ધર્મ કહ્યો છે.

પ્ર૦—ધર્મ કોણ કરી શકે ?

ઉ૦—જે ભવ્ય જીવ જન્મ, જરા ને મરણનાં દુઃખથી ડરે, ભવભીરૂ–પાપભીરૂ બને અને સરળ પણે દેવ, ગુરૂ ને ધર્મ ઉપર અખંડ શ્રદ્ધા રાખી પ્રાણ જતાં પણ પોતાની લીધેલી ધર્મની ટેક પાળવા તત્પર રહે તે જીવાત્મા ધર્મ કરી શકે.

પ્ર૦—ધર્મ ક્યારે કરી શકાય અને કયે ઠેકાણે થાય ?

ઉ૦—ધર્મ બે પ્રકારે થાય. વ્યવહારથી અને નિશ્ચયથી. અગર દ્રવ્યથી અને ભાવથી. તેમાં દ્રવ્ય કે વ્યવહાર ધર્મ (સામાયિક, પ્રતિક્રમણ–પૌષધ, માળા, નવકારસી–પોરસી વિગેરે વ્રત–પચ્ચક્ખાણ) ધર્મજગ્યામાં અને મુકરર કરેલા ટાઇમેજ થાય. પરંતુ નિશ્ચય કે ભાવ ધર્મ એ તો (ધર્મ કરવાનાં પરિણામ, પાપ દોષથી ડરીને દરેક કામમાં અખંડ ઉપયોગ અને સમભાવમય હૃદયનું નિર્મળપણું વિગેરે ) દરેક સ્થળે, ચોવીશે ચોવીશ કલાક અગર સમયે સમયે બની શકે તેમ છે.

પ્ર૦—ધર્મ અને પુણ્યમાં શ્યો તફાવત છે ?

ઉ૦—ધર્મથી પુણ્યપાપરૂપ શુભાશુભ કર્મની નિર્જરા થાય. અને પુણ્ય એ શુભકર્મના ઉદયે પુદ્ગલ સંબંધી મનુષ્ય કે દેવનાં સુખ આપનાર છે. જેમ પાપ એ અનંત સંસારમાં રખડાવનારૂં દુઃખરૂપ લોઢાની બેડી સરખું છે, તેમ પુણ્ય પણ સંસારમાં રોકી રાખનાર સુખરૂપ સોનાની બેડી સરખું છે. પાપ તો તદ્દન ત્યજવા યોગ્યજ છે. પરંતુ પુણ્ય એ મોક્ષદ્વાર સુધી પહોંચાડનાર વોળાવો છે, એ ત્યાંસુધી આદરવા યોગ્ય છે. કારણ કે મનુષ્યભવ, ઉચ્ચકુળ, ધર્મની સામગ્રી અને તીર્થંકર પદવી સુધીનાં સાધનો પૂરાં પાડનાર હોવાથી મોક્ષદ્વાર સુધી તેની સહાયતા લેવી જ પડે છે. છતાં તેને એકાંત વળગી રહેવાનું નથી. કર્મની નિર્જરાનો હેતુ રાખી દરેક ધર્મકરણી કર્યે જઈએ તો પુણ્ય પોતાની મેળે મદદ કરે છે.

પ્ર૦—ત્યારે લોકો વિવિધ પ્રકારનું દાન કરે છે તેમાં ધર્મ થાય પુણ્ય ?

ઉ૦—અન્ન, પાણી વિગેરે દરેક પ્રકારનું દાન કરવામાં ફરજ સમજાય, વસ્તુ ઉપરથી મૂર્છા છૂટે અને અંતરના ઉમળકાથી પરોપકાર બુદ્ધિથી અપાય ત્યાં કર્મની નિર્જરા થવાથી ધર્મ થાય અને યશઃ કીર્તિ, સુખની લાલસા કે દેખાદેખી વિગેરે કારણે અપાય તો પુણ્ય થાય.

પ્રશ્નકર્ત્તાઃ—ધર્મનું સ્વરૂપ ઠીક સમજાવ્યું. હવેથી હું કોઈ જાતની લાલસા રાખ્યા વગર એકાંત કર્મ નિર્જરા માટે જ ધર્મ કરતો રહીશ.

સારૂં જયજિનેંદ્ર !!!

卐

# ૩૨ ગુરૂ વિષે સંવાદઃ—

પ્ર૦—કેમ....હમણાં ક્યાં જઈ આવ્યા ?

ઉ૦—ધર્મ સ્થાનકે-ઉપાશ્રયે ગુરૂમહારાજનાં દર્શન કરી આવ્યા.

પ્ર૦—તમારા ગુરૂ કોણ છે ?

ઉ૦—પાંચ મહાવ્રત, પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ અને સાધુના આચાર વિચાર જે પાળે તેવા સાધુ એજ અમારા અને બધાના ગુરૂ ગણાય.

પ્ર૦—ત્યારે આચાર્ય અને ઉપાધ્યાયજી એ કઈ કોટીમાં ગણાય ?

ઉ૦—આચાર્ય અને ઉપાધ્યાયજી સાધુ કે ગુરૂ તરીકે ગણાય.

પ્ર૦—ત્યારે તો આચાર્ય, ઉપાધ્યાય કે સાધુ એ ત્રણેને ગુરૂ ગણ્યા, તો પછી ત્રણેની પદવી જુદી જુદી શા માટે રાખી હશે ?

ઉ૦—નવકાર મંત્રમાં પાંચ પદ છે. તેમાં આઠે કર્મોનો નાશ કરનારા સિદ્ધ પરમાત્મા તો એક દેવની પદવી વાળાજ ગણાય. અરિહંત તીર્થંકર કે સામાન્ય કેવળીઓ ત્રણ પદવીવાળા ગણાય. તેઓ સામાન્ય રીતે પંચ મહાવ્રતધારી સાધુ કહેવાય. ઉપદેશ આપી અનેક જીવો ઉપર ઉપકાર કરનારા હોઇને ગુરૂ કહેવાય. અને કેવળ જ્ઞાન અને કેવળ દર્શન પામ્યા, લોકાલોકના જાણુ થયા તથા સર્વ છદ્મસ્થ આત્માઓના ઉપરી–શિરદાર થવાથી દેવ ગણાય. તેમ આચાર્ય, ઉપાધ્યાયજી પણ સામાન્ય પદે તો સાધુજ ગણાય. ઉપદેશ આપી ઉપકાર કરનાર માટે ગુરૂ કહેવાય. અને સાધુવર્ગમાં વિશેષ જ્ઞાન ધરનારા, પોતે ભણે (નવા નવા અર્થો સૂઝાડે) તથા બીજાઓને ભણાવે (અનેક રીતે શાસ્ત્રના અર્થ તથા રહસ્યની ધારણા કરાવે) એટલે તેઓ ઉપાધ્યાયજી ગણાય. તેમજ જેઓ સાધુસમુદાયના નાયક–ઉપરી, પાંચ આચાર પાળે ને પળાવે તથા (પુણ્ય, ક્ષયોપશમ, જ્ઞાન અને આત્મિક વિકાસની પ્રબળતાથી પ્રાપ્ત થનારા અતિશયો–આત્મિક શક્તિઓરૂપ) આઠ સંપદાઓના ધરનારા હોવાથી આચાર્ય કહેવાય.

પ્ર૦—ત્યારે સામાન્ય રીતે ગુરૂપદનો શ્યો અર્થ થાય ?

ઉ૦—ગુરૂ એટલે મ્હોટો, સામાન્ય જીવોમાં શ્રેષ્ઠ અને ગુરૂ એટલે પૂર્ણ. અર્થાત્ જે મ્હોટા, શ્રેષ્ઠ કે પૂર્ણ હોય તે છલકે નહિ–ગંભીરતા રાખે. અપકાર કરનારનું પણ

ભલું ઈચ્છે. કોઈ પણ પ્રકારનો લોભ કે લાલસા ન રાખે. દરેક જીવોને પોતાના આત્મા સમાન ગણી કોઈને દુઃખ થાય તેવું વર્ત્તન ન રાખે. સદ્બોધ આપી સમાગમમાં આવનાર આત્માને હિતના માર્ગે દોરે અને રાગ–દ્વેષની પ્રવૃત્તિ છોડી સમભાવમાં વિચરે તે ગુરૂ કહેવાય.

પ્ર૦—એવા ગુરૂઓ તો દરેક આત્માઓને સરખા ગણે અને સરખો ઉપદેશ આપે, તો પછી એક એકને ગુરૂ ગણે છે અને બીજા બીજાઓને ગુરૂ ગણે છે, તેનું શું કારણ ?

ઉ૦—દરેક સાધુપુરૂષોની ભાવના તો એકજ હોય કે હું બધા જીવોને સદ્બોધ આપી, ધર્મના માર્ગે ચડાવી, તેમનો ઉદ્ધાર કરૂં. એથી તેઓ દરેક ગૃહસ્થાશ્રમીઓના સામાન્ય રીતે ગુરૂજ ગણાય. પરંતુ દરેક સ્થળે પહોંચી ન શકવાથી જે પ્રદેશમાં વિચરે તે પ્રદેશના લોકોમાં જેઓ એમના ઉપદેશથી બોધ પામી ધર્મના માર્ગે ચડે, સત્ય વસ્તુને સમજીને આદરે તેઓ ખાસ કરીને તેમનેજ ઉપકારી ગુરૂ ગણે છે.

પ્ર૦—આજકાલ તો એકજ ધર્મને માનવા છતાં શાસ્ત્રો જૂદાં, એકજ શાસ્ત્રો માનવા છતાં શ્રદ્ધા એક નહિ. એકજ શ્રદ્ધા છતાં અનેક મત–પંથો અને એકજ ગુરૂ છતાં રાગ જૂદા; આમ થવાનું કારણ શું હશે ?

ઉ૦—જ્યાં પૂર્ણતા હોય ત્યાં સત્યવસ્તુની પિછાણ હોય. અને જ્યાં સત્યવસ્તુ સમજાઈ ત્યાં મમત ન હોય. આજના સમયમાં કેવળજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન કે પરમ અવધિજ્ઞાન જેવું પ્રત્યક્ષ જ્ઞાન તો કોઈને છેજ નહિ. તો પછી ફક્ત બુદ્ધિબળથી શાસ્ત્રોના અર્થો પોતાને રૂચે તેજ સાચા એમ માની પોતાનો મત-

સ્થાપવો એ છદ્મસ્થ જીવો માટે જોખમ ભરેલું છે. અને એ મત-પંથો તથા રાગ–દ્વેષના ચાળા એ અપૂર્ણતાને આભારી છે.

પ્ર૦—ત્યારે એવા ધર્મ ગુરૂઓ અને વિદ્વાનો જ્યાં રાગ–દ્વેષ કરે અને પોતાની પાછળ ચાલનારાઓને શીખવે તો સમાજની શી દશા થાય ? અને તે સમાજ કેમ સુધરે ?

ઉ૦—રાગ–દ્વેષ ભર્યા હોય, ભલે હજારો માણસોને પોતાના વિદ્વત્તા ભર્યા વ્યાખ્યાનોથી રંજિત કરતા હોય, સ્વમત મંડન અને પરમત ખંડનના અનેક ગ્રંથો કે લેખો લખતા હોય, ધર્મમાં શ્રદ્ધાળુ ભક્તોના ધનની (દીક્ષા, અઠ્ઠાઈ-મહોત્સવ વિગેરે ધમાલો કરી) પાયમાલી કરતા હોય, પોતાની નામના–યશઃકીર્ત્તિ માટે મરી ફીટતા હોય, સમજણ વગરની એકાંત ક્રિયાના ડોળ કરતા હોય કે ક્રિયા વગર સાતાશીલીયા બની માત્ર શાસ્ત્રજ્ઞાનથીજ પોતાનું કલ્યાણ માનતા હોય તેવા ગુરૂઓ પોતાનું કે પરનું હિત કરી શકવાના જ નથી. અને તેઓ ગુરૂપદને લાયકજ નથી. ગુરૂ–પદમાં તો સમભાવ, ભવ-ભીરૂતા અને લઘુતા–નમ્રતા હોવીજ જોઈએ. કહ્યું છે કેઃ–

દોહરો—લઘુતામેં પ્રભુતા વસે, પ્રભુતાસેં પ્રભુ દૂર,
તારે સબ ન્યારે રહે, ગ્રહે શશી ઓર સૂર. ૧

પ્રશ્નકર્ત્તાઃ—ગુરૂપદનું સ્વરૂપ સારૂં સમજાવ્યું. એવા ગુરૂપદમાં રમતા મહાત્માઓને કોટી વંદન હો !!!

અને ઉન્માર્ગે ચાલનારા તથા સમાજને ઉન્માર્ગે દોર-નારા મહાનુભાવોને પ્રભુ સદ્બુદ્ધિ આપે !!

સારૂં, જયજિનેન્દ્ર !!!

卐

# ૩૩ ઇશ્વર કે દેવ વિષે સંવાદ.

પ્ર૦—સવારના પહોરમાં ઉઠતાંની સાથે પૂર્વ દિશા સામે નીચે બેસી, હાથ જોડી મસ્તક નમાવીને શું કહેતા હતા?

ઉ૦—સવારમાં ઉઠીને એ પ્રમાણે રોજ પ્રભુપ્રાર્થના કરૂં છું.

પ્ર૦—પ્રભુપ્રાર્થના એટલે શું?

ઉ૦—પ્રભુ જેવા ગુણો આપણા આત્મામાં પ્રગટ થાય એવું બળ મેળવવા જે પ્રભુને વિનંતિ કરવી તે પ્રભુપ્રાર્થના. અગર પ્રભુ-દેવના ગુણગ્રામ કરવા તે પ્રભુસ્તુતિ કે દેવસ્તુતિ કહેવાય.

પ્ર૦—દેવ, પ્રભુ, ઇશ્વર કે ભગવાન્ એટલે શું?

ઉ૦—પોતાના સ્વરૂપમાંજ રમણ કરનાર આત્મા તે દેવ. જે સર્વ રીતે સમર્થ હોય તે પ્રભુ. અનંત શક્તિમાન્ હોય તે ઈશ્વર. અને ઐશ્વર્યવાન્-કેવળજ્ઞાન ને કેવળદર્શનરૂપ અનંત લક્ષ્મી-સમૃદ્ધિવાળા હોય તે ભગવાન્ કહેવાય. એમ દેવ કે ઈશ્વરનાં અનેક નામ છે.

પ્ર૦—દેવ કોણ હોઇ શકે?

ઉ૦—જેમણે આઠે કર્મોનો નાશ કર્યો એટલે જે જન્મ જરા અને મરણથી મૂકાણા તે સિદ્ધદેવ. અને જેમનાં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર ઘાતી કર્મોનો સર્વથા નાશ થયો છે, તથા વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્ર એ ચાર (આત્મગુણનો નાશ ન કરનારાં) અઘાતી કર્મો બળ્યાં બીજ સરખાં સાતારૂપ બાકી રહ્યાં છે,

તેમજ કેવળજ્ઞાન ને કેવળદર્શન સહિત સશરીરી વિચરતા તીર્થંકર કે કેવળી તે અરિહંત દેવ.

પ્ર૦—એ દેવ કેવા હોય ?

ઉ૦—જે સિદ્ધ થયા તેમના ગુણો તો અપાર છે. અને જે અરિહંત દેવો છે તે આપણી માફક શરીર સહિત છે. ખાય પીએ પણ ખરા. છતાં તેમનો આહાર કે (શરીર–શંકા નિવારવારૂપ) નિહાર કેવળી સિવાય કોઈ જાણી શકે નહિ. જેમના હાથમાં ત્રિશૂળ, ધનુષ્ય–બાણ કે ચક્ર વિગેરે કોઈ પણ હથીયાર ન હોય. જેમનાં શરીરનાં (આંખ, મોઢું, હાથ અને નાક વિગેરે) અંગોપાંગમાં કોઈ જાતનો વિકાર–ફેરફાર ન હોય. જેમને હસવું, ગાવું, વગાડવું કે નાચવું ન હોય. જેમને ચડવા માટે કોઇ પણ (ગરૂડ, હંસ, સિંહ, હાથી, ઘોડા, બળદ કે ગાડી–રથ વિગેરે) વાહન ન હોય; પરંતુ જેઓ પગપાળા (પગરખા કે મોજડી વગર ખુલ્લે પગે) ચાલે. કોઈ ઉપર રીઝે નહિ અને ખીજાઈને કોઈને શ્રાપ પણ આપે નહિ. અર્થાત્ જેમને દરેક જીવો ઉપર સમભાવ હોય. વિષય કષાયનો જેમણે નાશ કર્યો હોવાથી સ્ત્રી કે પરિગ્રહ વિગેરેની (દરેક પ્રકારની) ઈચ્છા–અભિલાષા રહિત છે. અનેક દેવો જેમની સેવામાં હાજર રહે છે છતાં કોઈની સેવા ઇચ્છે નહિ. જેમની વાણી ત્રણે કાળમાં ફરે નહિ. જેમની પાસે દરેક જીવો એક બીજાનાં વૈર ભૂલી જાય. વિગેરે જેમના ગુણોનો ઈન્દ્ર સરખા દેવો પણ પાર પામી શકે નહિ.

પ્ર૦—એ દેવ કેટલા પ્રકારના છે ?

ઉ૦—એ દેવ ત્રણ પ્રકારના છે. સિદ્ધ, તીર્થંકર અને સામાન્ય કેવળી.

પ્ર૦—સિદ્ધ દેવ કેટલા છે અને કયાં રહે છે?

ઉ૦—સિદ્ધ દેવ અનંતા છે અને તેઓ લોકની ઉપર છેડે તથા અલોકની નીચે સિદ્ધ-શિલા-મુક્તિ કે મોક્ષમાં બિરાજે છે.

પ્ર૦—તીર્થંકર દેવ કેટલા છે અને કયાં બિરાજે છે?

ઉ૦—થોડામાં થોડા વીશ તીર્થંકરો તો પાંચ મહાવિદેહ ક્ષેત્રોમાં સદા વિદ્યમાન હોય જ. અને ઉત્કૃષ્ટા (વધારેમાં વધારે હોય તો પાંચ મહાવિદેહ ક્ષેત્રોની ૧૬૦ (એકસો ને સાઠ) વિજયો (વિભાગો) માં એકસોને સાઠ તીર્થંકરો તથા પાંચ ભરત ને પાંચ ઐરવત ક્ષેત્રોમાં દશ મળીને એકસો ને સિતેર હોય. (એ ઉત્કૃષ્ટ ૧૭૦ તીર્થંકરો ફક્ત બીજા અજિતનાથ તીર્થંકરના વખતમાં જ થયા હતા.)

પ્ર૦—ત્યારે સામાન્ય કેવળી દેવો કેટલા હોય અને કયાં બિરાજતા હશે?

ઉ૦—કેવળી થોડામાં થોડા બે કરોડ હોય. અને વધારેમાં વધારે નવ કરોડ હોય. તેઓ આ કાળે પાંચ મહાવિદેહ ક્ષેત્રો સિવાય બીજે ન હોઈ શકે.

પ્ર૦—તીર્થંકર, કેવળી અને સિદ્ધ મળીને એ દેવો તો અનંતા છે અને તેઓ તો તદ્દન કર્મબંધ થવાની ક્રિયા-રાગ-દ્વેષ રહિત છે. જ્યારે દુનિયામાં લોકો ઈશ્વર એકજ માને છે અને તેને જગતનો કર્ત્તા માને છે. તેનું શું કારણ?

ઉ૦—ઈશ્વર જો એક હોય તો બીજા જીવોનું જગતમાં કલ્યાણ થાયજ નહિ. શાસ્ત્રોમાં અનેક જીવોની મુક્તિ થવાના

દાખલા મળી શકે છે. અને જે સંસારથી કે કર્મથી મુક્ત થયા તેમને સંસારમાં અવતરવાનું પણ રહેતું નથી. કારણ કે તેઓ નિર્લેપ થયા. પરંતુ જેઓ અવતાર–જન્મ ધારણ કરે છે તેઓ મુક્ત કે ઇશ્વર પણ ન કહેવાય. નિર્લેપ–રાગ દ્વેષ રહિત થયેલા ઈશ્વરને સૃષ્ટિ–જગત્ ઉત્પન્ન કરવાની અને તેનો સંહાર–નાશ કરવાની પ્રવૃત્તિ હોયજ નહિ. એકને સુખી અને એકને દુઃખી, એકને રંક અને એકને રાજા કરનાર તે ઈશ્વરજ ન કહેવાય. એ ઇશ્વરનું સ્વરૂપ સમજનારા તો વિરલા જ હોય છે. કર્મ રહિત થનાર આત્મા એજ ઈશ્વર, એજ સિદ્ધ, એજ પરમાત્મા, એજ પરમેશ્વર, એજ પ્રભુ, એજ દેવ, એજ વીતરાગ, એજ અરિહંત, એજ ભગવાન્ અને એજ નિરંજન નિરાકાર વિગેરે અનેક નામોથી સંબોધી શકાય. જે નિજ આત્મસ્વરૂપનોજ કર્ત્તા કહેવાય. અને તેવા ઈશ્વરો-દેવો અનંતા છે.

પ્ર૦—ત્યારે જીવને ઉચ્ચ–નીચપણું કે સુખ–દુઃખ વિગેરે કોણ આપે છે?

પ્ર૦—ઉચ્ચ–નીચપણું કે સુખ–દુઃખ કર્મને લઈને જ મળે છે. અને એ કર્મનો કર્ત્તા તથા ભોક્તા આત્મા પોતેજ છે. જ્યારે આત્મા ભવભીરૂ કે પાપભીરૂ થઈ નિર્મળ ચિત્તથી પ્રભુપ્રાર્થના કે દેવ સ્તુતિ કરે એટલે એ આત્મા કર્મરહિત થઇ પરમાત્મા–પ્રભુ–ઈશ્વર કે દેવ બને. તેને ફરીથી જન્મ મરણ કરવા ન પડે. સદા કાળ પોતાના નિજ સ્વરૂપમાંજ લીન રહે.

પ્રશ્નકર્ત્તા—એવા દેવનું સ્મરણ તો હમેશાં કરવુંજ જોઈએ. હું પણ હવેથી દરરોજ તમારી માફક એ પ્રભુપ્રાર્થના કે દેવસ્તુતિ કરવાની ટેક રાખીશ.

સારૂં, જયજિનેંદ્ર!!!

卐

# ૩૪ સમકિત વિષે સંવાદઃ—

પ્ર૦—કેમ....ક્યાં ગયા હતા ?

ઉ૦—ગુરૂમહારાજ પધાર્યા છે તેમનું વ્યાખ્યાન સાંભળવા.

પ્ર૦—આજે વ્યાખ્યાનમાં શેનું વર્ણન ચાલ્યું ?

ઉ૦—આજે તો મહારાજશ્રીએ સમકિતનું વર્ણન કર્યું અને દાખલા આપીને બહુજ સારૂં સ્વરૂપ સમજાવ્યું.

પ્ર૦—સમકિત એટલે શું ?

ઉ૦—સમકિત એટલે આત્માનો અપૂર્વ ઉલ્લાસ ભાવ. સમકિત એટલે સમ પારણામ. સમકિત એટલે સત્ય વસ્તુની પિછાણ. સમકિત એટલે અનંતાનુબંધી કષાય અને મિથ્યાત્વ વિગેરેનો નાશ કે ઉપશમ. સમકિત એટલે ગુણગ્રાહીપણું. સમકિત એટલે આત્મિકશાંતિ. સમકિત એટલે અનાસક્તિ-ભાવ–નિર્લેપ દશા. અને સમકિત એટલે શુદ્ધ અખંડ શ્રદ્ધા.

પ્ર૦—આ સમકિત તો બહુ જ ઉત્તમ છે. આવું સમકિત તો કોઈ વિરલ આત્મામાં જ હશે. એવું સમકિત આવે તો આત્માનું કલ્યાણ થતાં વખત ન લાગે. આવા સમ-

કિતના અભાવે જ જીવને સંસારમાં જન્મ, જરા ને મરણ કરવા પડે છે. ત્યારે....મિથ્યાત્વ એટલે શું ?

ઉ૦—મિથ્યાત્વ એટલે ખોટી ભ્રમણા–સાચાને ખોટું અને ખોટાને સાચું માનવું તે. મિથ્યાત્વ એટલે રાગ–દ્વેષની પરિણતિ–દૃષ્ટિ રાગ. મિથ્યાત્વ એટલે અત્યંત મોહનો ઉદય. અને મિથ્યાત્વ એટલે મનની અસ્થિરતા–આત્મામાં અશાંતિ.

પ્ર૦—આવું મિથ્યાત્વ તો આજ કાલ ઠેર ઠેર ઝળકી રહ્યું છે. ધર્મના ધુરંધર કહેવાતા મહાત્માઓમાં પણ આવું આવું કંઈક દૃષ્ટિગોચર થાય છે. તો પછી સામાન્ય આત્માઓમાં વિશેષ હોય તેમાં કંઈ નવાઈ જેવું નથી. કારણ કે ‘કુવામાં હોય તેવું હવાડામાં આવે.’ પણ....અનંતાનુબંધી કષાય એટલે શું ?

ઉ૦—જે (ક્રોધ, માન, માયા અને લોભ રૂપ) કષાયની એટલી બધી પ્રબળતા (જોર) હોય કે સમકિત થવા ન આપે. જેની સ્થિતિ–મુદત જીંદગી પર્યંતની હોય. જેની ગતિ નરકની હોય. અને જે કષાયોનો તરત અંત આવે નહિ. અર્થાત્ સંસારમાં અનંત કાળ રખડાવે તે અનંતાનુબંધી કષાય કહેવાય.

પ્ર૦—આવા કષાયની પ્રબળતાને લઈને જીવને સમકિત આવવું દુર્લભ છે. તો પછી આજ કાલ ધર્મગુરૂઓ ન્હાના મ્હોટા ભોળા કે દૃષ્ટિરાગીયા જીવોને સમકિત આપે છે તે કેમ ? સમકિત આપ્યું અપાય ખરૂં ?

ઉ૦—સમકિત આપ્યું અપાતું નથી. જ્યારે સત્યવસ્તુની પિછાણ થાય ત્યારે જીવને અપૂર્વ ઉલ્લાસ–આનંદ થતાં

સમભાવરૂપ સમકિત પ્રગટે. પરંતુ જે સમકિત અપાય છે તે સમકિતના નામથી માત્ર ગુરૂ–સ્થાપના કરાય છે.

પ્ર૦––ગુરૂ–સ્થાપના એટલે શું ?

ઉ૦—ગુરૂ-સ્થાપના એટલે જેમણે જેના નામથી સમકિત લીધું–ગુરૂ–સ્થાપના કરી હોય તેને તેઓ ગુરૂ તરીકે ગણે અને તેના જ તેઓ ભકતો–શ્રાવકો ગણાય.

પ્ર૦—ત્યારે આજ કાલ કેટલાક ધર્મ ગુરૂઓ એવું સમકિત આપે છે કે ' અમારા સિવાય (પોતાના સંપ્રદાય સિવાય) બીજા કોઇ પણ સાધુને ગુરૂ માનવા નહિ, તેને નમવું નહિ, તેની પાસે જવું કે વ્યાખ્યાન સાંભળવું નહિ અને તેને ઉતરવા જગ્યા કે આહાર–પાણી આપવાં નહિ. જો તેમ કરશો તો સમકિત ભાંગી જશે. આમ કરવાનું શું કારણ હશે ?

ઉ૦—એ પ્રમાણે કહેવું કે કરવું એ તો મ્હોટી ભૂલ ગણાય. કારણ કે સમકિત કાંઇ કાચ કે માટીનું વાસણ નથી કે ભાંગી જાય. એ તો રાગ–દ્વેષના ચાળા છે. આવા જ્યાં રાગ–દ્વેષના ચાળા છે ત્યાં સમકિત આવતું જ નથી. કદાચ આવ્યું હોય તો પણ ચાલ્યું જાય....જુઓ, શ્રેણિક રાજા સમકિત પામ્યા હતા. દેવે સમકિતથી ચળાવવા માટે (જાળ લઈને માછલાં પકડવા જતા) સાધુ અને (સુવાવડનો સામાન લેવા જતા સગર્ભા) સાધ્વીનાં રૂપ બનાવ્યાં. બે દેશના અધિપતિ એવા સમકિતી રાજા શ્રેણિક એ સાધુ સાધ્વીને જોઈને હાથીને હોદ્દેથી હેઠા ઉતરી પગે લાગ્યા. તેમને સમજાવવા જતા, ' મહાવીરનાં સાધુ–સાધ્વી આવા ખાનગી કંઈક ગૌ-

ટાળા વાળે છે ' આવાં તેમનાં વચનો સાંભળવા છતાં શ્રેણિક રાજાને શંકા ન પડી. પણ તેમને યોગ્ય ઉત્તર આપી દીધો. એવાં સાધુ-સાધ્વીને નમવા છતાં તે રાજાનું સમકિત ગયું નહિ, પરંતુ મક્કમ-દૃઢ થયું. જ્યાં સમકિત હોય ત્યાં અક્કડતા કે વક્રતા ન હોય, પણ નમ્રતા કે સરળતા હોય. આ તો પોતાનો સંપ્રદાય-વાડો વધારવાની મમતાને લઈને પોતાના ભક્તો બીજે ચાલ્યા ન જાય એવા હેતુથી તમારા કહેવા પ્રમાણે કદાચ ભરમાવી મૂકતા હશે. કારણ કે બીજા સાધુઓનો પરિચય કરે, ઉપદેશ સાંભળે અને સત્ય વસ્તુ સમજાય તો પોતાના વાડામાંથી નીકળી જાય. એ કેમ પરવડે ?

પ્ર૦—પૂર્વકાળમાં કોઈ જ્ઞાની પુરુષ કોઇને સમકિત આપતા ?

ઉ૦—પૂર્વ કાળમાં જ્ઞાની પુરુષો ધર્મનો ઉપદેશ આપતા. દેવ અને ગુરુ કેવા હોય ? તેનું સ્વરૂપ સમજાવતા. તે સાંભળીને શ્રોતાઓ સમકિત તો પોતાની મેળે પામતા, અને તેના નિમિત્ત કારણ તે ઉપદેશક મહાત્માને ઉપકારી ગુરુ તરીકે ગણતા. તેમનું બહુમાન કરતા. ગુરુ તો તેને વ્રત-નિયમ લેવા ઈચ્છતો હોય તો આપતા-અદરાવતા. પરંતુ આજ કાલના ધર્મ ગુરુઓની માફક વાડો વધારવા માટે વાસક્ષેપ નાંખવાનો કે સમકિત આપવાનો ઈજારો તેમની પાસે ન હતો. તેવી જ રીતે ભક્ત-શ્રોતાઓ પણ ઉપકારી ગુરુનું બહુમાન કરવા પૂર્વક સમભાવ રાખી જે જે સાધુ પુરુષો પધારે તેમનો સમાગમ કરતા. તથા ઉલ્લટ ભાવે દર્શન, વ્યાખ્યાન અને આહાર-પાણી વ્હોરાવવાનો લાભ

લેતા. પરંતુ નંદ મણીયારની માફક બીજા સાધુઓ પાસે ન જવાનો આગ્રહ રાખતા નહિ.

પ્ર૦—સમકિતને દૂષણ કઈ રીતે લાગતાં હશે ?

ઉ૦—કેવળ જ્ઞાનથી જોઇને જ્ઞાનીઓએ કહેલ હકિકતમાં (પોતાને ન સમજાવાથી કે નજરે ન દેખવાથી) શંકા રાખવી. બીજા ધર્મોમાં ધામધૂમ જોઇને તે ધર્મ સ્વીકારવાની ઇચ્છા કરવી. ધર્મ-કરણી કરતાં તેનું ફળ મળશે કે નહિ ? એવો સંદેહ રાખવો તથા ધર્મ નિમિત્તે કે ધર્મ દૃષ્ટિએ બાવા, સંન્યાસી વિગેરે અન્ય મતના ત્યાગીઓ અને અન્ય દેવોની પ્રશંસા કે સોબત કરવી. વિગેરે કારણોથી સમકિતને દૂષણ લાગે. જેમાં જે ગુણો દેખીએ તે ગ્રહણ કરવામાં બાધ નથી. પરંતુ નિંદા તો સમકિતી જીવે કોઈની પણ ન જ કરવી જોઇએ. કારણ કે આપણે કેવળી નથી કે બીજાના હૃદયની વાત (ભાવના) જાણી શકીએ. માટે દરેક જીવો સાથે મૈત્રીભાવ રાખવો એ જ સમકિતનું ખરૂં ભૂષણ ગણાય છે.

પ્રશ્નકર્તાઃ—સમકિતનું વર્ણન તો મહારાજશ્રીએ બહુ સારૂં કરી બતાવ્યું. આપણે એ પ્રમાણે સમકિત પાળવા કોશીશ કરવી જોઈએ. અને બધાને એવું સમકિતનું સ્વરૂપ આપણે સમજાવવું જોઈએ. સારૂં, જયજિનેંદ્ર!!!

卐

# ૩૫ શ્રાવક કર્ત્તવ્ય વિષે સંવાદઃ—

પ્ર૦—તમે કયો ધર્મ પાળો છો ?

ઉ૦—અમે જૈન ધર્મ પાળીએ છીએ.

પ્ર૦—જૈન ધર્મ પાળનારા લોકો કયા નામથી ઓળખાય?

ઉ૦—જૈની, શ્રમણોપાસક, શ્રાદ્ધ કે શ્રાવક તરીકે ઓળખાય.

પ્ર૦—જૈની એટલે શું ?

ઉ૦—રાગ-દ્વેષને સર્વથા જીતનાર-નાશ કરનાર જે જિન-સામાન્ય કેવળી કે તીર્થંકર તેમણે કહેલો-બતાવેલો જે ધર્મ તે જૈનધર્મ. અને તેવા (રાગ-દ્વેષ રહિત-સમભાવ સહિત) ધર્મને જે પાળે (અથવા જે જિનનો અનુયાયી-ભકત) તે જૈની (કે જૈન) કહેવાય.

પ્ર૦—શ્રમણોપાસક એટલે શું ?

ઉ૦—કર્મોનો નાશ કરવા માટે, મોક્ષનાં શાશ્વત સુખો મેળવવા માટે અથવા આત્મસ્વરૂપ પ્રગટ કરવા માટે જે શ્રમ-ઉદ્યમ કરે, સમભાવ સહિત વિચરે, મમતા તજીને સમતા આદરે, પરભાવ (પુદ્‌ગલ ઉપરનો મોહ) છોડી સ્વ-ભાવ (આત્મભાવ) માં રમણુતા કરે અને જે સ્વ-પરનું શ્રેય-હિત સાધે તે શ્રમણુ (સાધુ કે મુનિ) અને તેવા શ્રમણુના જે ઉપાસક (તેવા ગુણુ પ્રાપ્ત કરવા માટે ઉપા-સના-સેવા-ભકિતના કરનાર) તે શ્રમણોપાસક કહેવાય.

પ્ર૦—શ્રાદ્ધ એટલે શું ?

ઉ૦—શ્રાદ્ધ એટલે શ્રદ્ધાળુ-સીધો-સરળ-મમત વગરનો-આંટી ઘુંટી-વેર વિરોધ વગરનો, સત્યવાદી, નમ્રતાવાળો, દયાળુ, સેવાભાવી, નિર્મળ-પવિત્ર વૃત્તિવાળો, સંતોષી, સહનશીલ, ઉદાર, જડ-ચૈતન્યમય જગતનું સ્વરૂપ જાણનાર, કુટુંબનું પોષણ કરવા છતાં-કુટુંબમાં રહેવા છતાં નિર્મોહી -નિર્લેપ, પાપભીરૂ, જગતના જીવોને પોતાનું કુટુંબ સમજનાર અને સંત સેવક એવો જે આત્મા તે શ્રાદ્ધ કહેવાય.

પ્ર૦—ત્યારે શ્રાવક એટલે શું ?

ઉ૦—શ્રદ્ધા, વિવેક ને કરણી વાળો હોય તે શ્રાવક કહેવાય.

પ્ર૦—શ્રદ્ધા એટલે શું અને તે શ્રદ્ધા કોના ઉપર હોય ?

ઉ૦—શ્રદ્ધા એટલે વિશ્વાસ, ખાત્રી, યકીન, ભરોંસો કે સત્ય વસ્તુની પ્રતીતિ. જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવ પદાર્થ-તત્ત્વ, તથા સુદેવ, સુગુરૂ અને સદ્ધર્મ વિગેરેનું સ્વરૂપ ગુરૂગમથી-શાસ્ત્રના અભ્યાસથી કે જ્ઞાનીઓના ઉપદેશથી બરાબર સમજીને તેના ઉપર અખંડ વિશ્વાસ રાખવો. કોઈ ગમે તેવો ઉલટો-વિપરીત ઉપદેશ આપી ખોટે રસ્તે દોરવા ધારે તો પણ પોતાની મક્કમ સાચી માન્યતા ફરે નહિ. શાસ્ત્ર-વચનમાં શંકા, અન્ય ધર્મમાં ધામધૂમ જોઈને તેની વાંછા, ધર્મના ફળનો સંશય અને પાખંડીઓ કે પાખંડ મતની પ્રશંસા અગર ધર્મદૃષ્ટિએ પરિચય ન રાખવો ( કે ન કરવો) તે શ્રદ્ધા કહેવાય.

પ્ર૦—વિવેક એટલે શું ?

ઉ૦—વિવેક એટલે સાર અને અસાર વસ્તુ સમજીને તેના વિભાગ કરવા તે. જેમકે:—જીવ અને અજીવ વસ્તુને જાણવી; સંવર, નિર્જરા અને મોક્ષ એ ત્રણ પદાર્થોને આદરવા; પાપ, અશુભ આસ્રવ અને અશુભ બંધ એ ત્રણ તત્ત્વોને એકાંત છાંડવાં; તથા પુણ્ય, શુભ આસ્રવ અને શુભ બંધ એ ત્રણ તત્ત્વોને જ્યાં સુધી તેમની જરૂરીયાત હોય ત્યાં સુધી આદરવાં અને જ્યારે જરૂરીયાત ન જણાય ત્યારે ત્રણેને છાંડવાં તે વિવેક કહેવાય. ધર્મને આદરવો અને અધર્મને છાંડવો તે વિવેક. સદ્ગતિના માર્ગે ચાલવું અને દુર્ગતિનો માર્ગ છોડી દેવો તે વિવેક. દરેક કામ ( ધાર્મિક કે વ્યાવહારિક ક્રિયાઓ ) સમજીને કરવાં તે વિવેક. દરેક કામ ઉપયોગથી તથા યત્નાથી કરવાં તે વિવેક. સદ્ગુણો અને દુર્ગુણો ત્યજવા તે વિવેક. ઈત્યાદિક અનેક પ્રકારનો વિવેક છે તે ખાસ જાણવો જોઈએ. વિવેક વગરની શ્રદ્ધા પણ તદ્દન લૂખી લાગે છે.

પ્ર૦—ત્યારે કરણી એટલે શું ?

ઉ૦—કરણી એટલે કરવું–વર્ત્તનમાં મૂકવું તે. અર્થાત્ જે વસ્તુ સત્ય સમજાઈ અને જેના ઉપર અખંડ શ્રદ્ધા ઉત્પન્ન થઈ તે બાબતને આચરણમાં મૂકવી તે કરણી.

પ્ર૦—શ્રાવકની કરણીને સમજનારા, શ્રદ્ધા રાખનારા અને તે પ્રમાણે કરણી પણ કરનારા આજ કાલ ઘણાં સ્ત્રી-પુરૂષો જોવામાં આવે છે, તે બધા શ્રાવક ખરા કે નહિ ?

ઉ૦—સાચી શ્રદ્ધા હોય અને સમજીને કરણી પણ કરે તેમાં વળી વિવેક હોય તો તો સાચા શ્રાવક ગણાય. પરંતુ શ્રદ્ધા ન હોય છતાં 'હું શ્રાવકકુળમાં ઉત્પન્ન થયો છું, અગર હું આગેવાન છું માટે જો કંઈ કરણી નહિ કરૂં તો લોકો મ્હારી નિંદા કરશે' એમ જાણીને, અગર દેખાદેખીથી, લાજે કાજે, દબાણથી, દુનિયામાં મ્હોટા થવાની કે બીજી કોઈપણ લાલસાથી સમજણ કે વિવેક વગરની ગમે તેટલી કરણી કરે તો પણ તે શ્રાવક ન કહી શકાય. અથવા શ્રદ્ધા અખંડ હોય, વિવેક પણ હોય અને કરણી કરવાની છતી શક્તિ પણ હોય છતાં માત્ર પ્રમાદના કારણે કંઈપણ કરણી ન કરે તો પણ ખરૂં શ્રાવકપણું ન કહી શકાય. તેમજ શ્રદ્ધા હોય અને કરણી પણ કરે છતાં 'કઈ કઈ ક્રિયા શા માટે કરવાની છે? કઈ રીતે કરવી જોઈએ? તેની મતલબ શું છે? અને હું એ કરણી કેવી રીતે કરૂં છું' વિગેરે બાબતનો બિલકુલ વિવેક–સમજણ ન હોય તો પણ તે કરણી ખામી-વાળી ગણાય. માટે જ અખંડ શ્રદ્ધા અને સમજણ–વિવેકપૂર્વક જે કરણી કરે તેજ સાચો શ્રાવક કહેવાય.

પ્ર૦—શ્રાવકને શી શી કરણી કરવાની છે?

ઉ૦—પ્રથમ તો દયા, સત્ય, શુદ્ધ દાનત, પવિત્રવૃત્તિ, સંતોષવૃત્તિ, ઉદારતા, પરસ્ત્રીનો ત્યાગ અને પોતાની સ્ત્રીમાં પણ નિયમિતપણું, તપ, ત્યાગ, વૈરાગ્ય, સમભાવ, સહનશીલતા, વિનય–નમ્રતા, સરળતા અને ગુણગ્રાહીપણું વિગેરે ગુણો તો અવશ્ય જોઈએ. ત્યાર પછી ચાર ઘડી રાત હોય ત્યારે ઉઠીને કાઉ-સ્સગ્ગ કરવો, માળા–નવકારવાળી ગણવી, સામાયિક–પ્રતિક્રમણ

કરવું અને ત્રણ મનોરથ (આરંભ–પરિગ્રહ ઓછો કરૂં, સુપાત્રે દાન દઉં અને લીધેલાં વ્રત નિયમોમાં અતિચારાદિ દોષ ન લાગે. ૧. આરંભ–પરિગ્રહ સર્વથા છોડી શુદ્ધ અણુગાર થાઉં. ૨. તથા આયુષ્યના અંતે અણુસણુ–સંથારો કરૂં, એવો અવસર ક્યારે આવે ? ૩ ) ચિંતવવા; આટલું કર્યા પછી સાધુસંત બિરાજતા હોય તો તેમનાં દર્શન કરવાં, વ્યાખ્યાન સાંભળવું, નવકારસી–પોરસી વિગેરે દશ પચ્ચક્ખાણુ માંહેલું એકાદ તો રોજ હોવુંજ જોઈએ. દાન–પુણ્ય કરવું. નિત્ય ચઉવ્વિહારનું પચ્ચક્ખાણુ કરવું. સજઝાય, ધ્યાન, જ્ઞાનનો અભ્યાસ અને વાંચન વિગેરે કરવું. શ્રાવકનાં બાર વ્રત યથાશક્તિ આદરી પાળવાં. એક માસમાં ચાર તથા છ ઉપવાસ સહિત પૌષધ કરવાં. અને રાત્રે સૂતી વખતે રોજ સાગારી–સંથારો કરવો. વિગેરે અનેક પ્રકારની કરણી ગુરૂગમથી સમજીને વિવેકપૂર્વક અખંડ શ્રદ્ધા રાખી કરવી એ શ્રાવકનું કર્ત્તવ્ય છે.

પ્રશ્નકર્ત્તા—શ્રાવકનું કર્ત્તવ્ય એવુંજ હોવું જોઈએ. હું પણ હવેથી કર્ત્તવ્યશીલ થવા કાળજી રાખીશ.

સારૂં, જયજિનેંદ્ર ! ! !

卐

# ૩૬. તપ-ત્યાગ વિષે સંવાદ.

પ્ર૦—કેમ....આવો, આજે તો ઇગ્યારસ છે એટલે તમારે તો હમેશની માફક કંઈક પણ તપ હશે જ, ખરૂં કે ?

ઉ૦—હા....આજે મ્હારે ઉપવાસ તપ છે.

પ્ર૦—મ્હારાથી તો મ્હોટા પર્વના દિવસોમાં પણ એક એકાસણું કરવાનું કહે તો તે પણ નથી થતું. અર્થાત્ ભુખ્યા રહેવાતું નથી. જ્યારે તમે આટલા બધા ઉપવાસ શી રીતે કરી શકતા હશો ? હું તો એ જ વિચાર કર્યા કરૂં છું.

ઉ૦—આત્માની શક્તિ અનંતી છે. તીર્થંકર, કેવળી કે સિદ્ધ થનારા પ્રથમ આપણા જેવાજ માણુસ હોય છે. માણુસ તો ધારે તેવું અઘરામાં અઘરૂં અને મ્હોટામાં મ્હોટું કામ પણ કરી શકે. દેવોને પણ માણુસ વશ કરી શકે. માત્ર આત્મબળ કે મનોબળ દૃઢ-મક્કમ જોઈએ.

પ્ર૦—મન તો ઘણુંએ થાય, પણ શરીરથી બની શકતું નથી. તેનું શું કરવું ?

ઉ૦—તમારૂં શરીર તો નિરોગી છે, પરંતુ રોગી શરીરવાળા પણ વિવિધ પ્રકારનું તપ કરે છે અને તપના પ્રભાવથી શરીર નિરોગી બની જાય છે. અનેક પ્રકારની દવાઓ કરવા છતાં જે રોગો નથી મટયા તે તપ કરવાથી મટી જવાના ઘણા દાખલા મળી શકે તેમ છે. માટે રોગી કે નિરોગી બધાએ તપ અવશ્ય કરવું જોઈએ.

પ્ર૦—ભૂખ લાગે કે તરતજ ખાવાનું જોઈએ, જરા મોડું થાય તે પણ ન જ પરવડે. તો પછી તપ તે કયાંથી બની શકે ?

ઉ૦—નારકી અને તિર્યંચના ભવમાં જીવને પરાધીનપણે ભુખ-તૃષા વિગેરેનાં અનેક દુઃખો સહન કરવાં પડે છે. તે જોતાં આપણને તો કંઈપણ દુઃખ નથી. આપણે સ્વતંત્ર છીએ. દરેક ઇચ્છાઓ પૂર્ણ કરી શકીએ છીએ. આ ભવમાં સહનશીલતા પૂર્વક તપ-ત્યાગ-ઇન્દ્રિયનિગ્રહ વિગેરે કષ્ટ કરીએ તો આ ભવ સુધરે અને પરભવમાં સદ્ગતિ પ્રાપ્ત થાય.

પ્ર૦—જો કે તમારી વાત મને ઠીક લાગે છે, પરંતુ કઈ રીતે તપશ્ચર્યામાં પ્રવેશ કરવો ? તે કંઇ સૂઝતું નથી. માટે તે સમજાવશો.

ઉ૦—જુઓ, પક્ષીઓ રાત્રે ખાતાં પીતાં નથી તો તેમને ચાલે છે કે નહિ ? તો પછી આપણને પણ આખો દિવસ ખાવા પીવાની છૂટ છે અને રાત્રે ખાઇએ પીએ નહિ તો થોડું જ શરીર પડી જાય તેમ છે ? અસંખ્યાતા તિર્યંચ શ્રાવક-શ્રાવિકાઓ, સંખ્યાતા મનુષ્ય શ્રાવક-શ્રાવિકાઓ અને હજારો સાધુ-સાધ્વીયો ખાધા પીધા વગર રાત્રિઓ પસાર કરે છે, તો પછી આપણે કેમ ન કરી શકીએ ? માટે પ્રથમ ચઉવ્વિહારનું પચ્ચક્ખાણ કરવાની ટેવ પાડવી એ તપમાં પ્રવેશ કરવાનું પહેલું પગથીયું છે.

પ્ર૦—ત્યાર પછી શું કરવું ?

ઉ૦—જ્ઞાની પુરૂષોએ આપણા ઉપર કૃપા કરીને તપશ્ચર્યામાં આગળ વધવાનો એવો તો ઉત્તમ અને સરળ માર્ગ-

ક્રમ બતાવ્યો છે, કે જેથી કોઇને મુંઝવણ કે મુશ્કેલી ન જ થાય. અર્થાત્ ચઉવ્વિહારનો નિયમ સુખેથી પાળી શકે એટલે (બે ઘડી દિવસ ચડયા સુધી ખાધા પીધા વગર રહેવા રૂપ) નવકારસીનો નિયમ કરવો. નવકારસી ચઉવ્વિહારનો નિયમ બરાબર નભી શકે એટલે (પહોર દિવસ ચડયા સુધી) પોરસી (દોઢ પ્રહર દિવસ ચડયા સુધી) દોઢ પોરસી કે સાઢ પોરસી (બે પહોર દિવસ ચડ્યા સુધી) પૂરીમઢ અને ત્રણ પહોર દિવસ પસાર થાય ત્યાંસુધી—ત્રણ વાગ્યા સુધી ) અવઢ્ઢનો નિયમ કરવો. એ પ્રમાણે અનુક્રમે થોડે થોડે વધતાં ત્રણ પહોર સુધી ચોકખા ચઉવ્વિહારના નિયમ સુધી વધી શકાય.

પ્ર૦—એનાથી આગળ કેમ વધી શકાય?

ઉ૦—અહિં સુધી ચઉવ્વિહારનો નિયમ પૂર્ણ થયા પછી કેટલા ટાઈમ જમવું તે એ નિયમ કરનારની ઈચ્છા ઉપર આધાર રાખે છે. એ રીતે ત્રણ પહોર દિવસ ચડયા સુધી ખાધા પીધા વગર રહેવાની ટેવ બરાબર પડી જાય એટલે એકટાણું (એકાસણું કે એકલઠ્ઠાણું જેમાં એક વખત ઉપરાંત ખવાય નહિ અને અચેત પાણી વપરાય તેવો નિયમ) કરવું. ત્યાર પછી આગળ વધીને નિવ્વિગઈનો નિયમ કરવો ( જેમાં ઘી દૂધ, દહી સાકર, ગોળ, ખાંડ, તેલ, મરચું વિગેરે વિગય ન ખવાય. અર્થાત એક વખત મીઠાવાળું અનાજ અને છાસ સિવાય બીજું કંઈ પણ ન ખવાય. પાણી અચેત વપરાય તે નીવી ). એનાથી આગળ વધીને આયંબિલનું પચ્ચક્ખાણ કરવું (જેમાં અચેત પાણી સાથે એકજ વખત લૂખા અનાજ સિવાય કોઈપણ ચીજ—ઉપર બતાવેલ વિગય તથા છાસ કે

નિમક વિગેરે ન ખવાય તે). એ પણ બરાબર બની શકે એટલે (દિવસના ચારે પહોર એકલા અચેત પાણી સિવાય બીજું કંઈ પણ ન વાપરવું તે) તિવિહારો ઉપવાસ અગર આઠે પહોર સુધી (અન્ન, પાણી, સૂખડી અને મુખવાસરૂપ) ચારે આહારના પચ્ચક્ખાણુરૂપ ચઉવ્વિહારો ઉપવાસ કરવો. આ પ્રમાણે પગથીયે પગથીયે નબળા મનવાળા માણસો પણ તપમાં આગળ વધી શકે.

પ્ર૦—તપનો ટુંકો અર્થ શ્યો થાય છે ?

ઉ૦—તપ એટલે તપવું કે તપાવવું તે. અર્થાત (ઉપવાસાદિક વડે) શરીરનેજ માત્ર નહિ, પરંતુ તેની સાથે વૃત્તિઓને પણ તપાવવી–વશ કરવી–મનને વશ કરવું કે સહનશીલતા રાખવી તે તપ. (કારણ કે વૃત્તિઓને તપાવ્યા વગરનું–સહનશીલતા વગરનું તપ એ સંસાર વધારનારૂં થાય છે.)

પ્ર૦—એ તપના કેટલા પ્રકાર છે ?

ઉ૦—મુખ્ય તો બાહ્ય અને અભ્યંતર એ બે પ્રકાર છે. તેમાં બાહ્ય તપના અણુસણ, ઉણોદરી, રસપરિત્યાગ, વૃત્તિસંક્ષેપ, કાયકલેશ અને પ્રતિસંલીનતા એ છ પ્રકાર અને અભ્યંતર તપના પ્રાયશ્ચિત, વિનય, વૈયાવચ્ચ, સજ્ઝાય, ધ્યાન તથા કાઉસ્સગ્ગ એ છ પ્રકાર મળી વિશેષપણે તપના બાર પ્રકાર છે..

પ્ર૦—અણુસણ એટલે શું ?

ઉ૦—એ ઘડી (નવકારસી)થી માંડીને છ માસી તપ કરવું (છ મહિનાના ઉપવાસ) અને (અમુક વખતનો) સાગારી

સંથારો કે જીંદગી પર્યંતનો સંથારો કરવો તે અણુસણ તપ કહેવાય.

પ્ર૦—ઉણોદરી કોને કહેવાય?

ઉ૦—ઉદર એટલે પેટ, ઉણુ એટલે ઉણું રાખવું-ભૂખ કરતાં ઓછું ખાવું તે ઉણોદરી.

પ્ર૦—રસ પરિત્યાગનો શ્યો અર્થ?

ઉ૦—ઘી, દૂધ, દહીં, તેલ, ગોળ, ખાંડ કે સાકર વિગેરે રસનો-વિગયનો સર્વથા કે અમુક અમુકનો ત્યાગ કરવો તે.

પ્ર૦—વૃત્તિસંક્ષેપમાં શું બતાવ્યું છે?

ઉ—વૃત્તિ-મનની ઈચ્છાઓ ખાવા-પીવા વિગેરે દરેક વસ્તુઓમાં ઓછી કરવી-વસ્તુઓની મર્યાદા-હદ બાંધવી તે.

પ્ર૦—કાયકલેશ તપની શી વ્યાખ્યા થઇ શકે?

ઉ૦—કાયાની ચપળતા નિવારવા માટે જેથી કાયાને કષ્ટ થાય તેવાં આસનોથી બેસવું કે આતાપના લેવી તે.

પ્ર૦—પ્રતિસંલીનતા તપ કયું કહેવાય?

ઉ૦—પાંચે ઇન્દ્રિયો અને મનને વશ કરવું તે.

પ્ર૦—છ અભ્યંતર તપના અર્થ સમજાવશો?

ઉ૦—સાંભળો, કોઈ પણ દોષ લાગ્યો હોય તે ગુરૂ પાસે પ્રગટ કરી ગુરૂએ ફરમાવેલ તપ કરવું તે પ્રાયશ્ચિત. ન્હાના મ્હોટા દરેકની સાથે નમ્રતાથી વર્તવું તે વિનય. ન્હાના મ્હોટા દરેકની સેવા કરવી તે વૈયાવચ્ચ. ગુરૂ પાસે શાસ્ત્રો વંચાવવા કે વાંચવાં, શંકાનું સમાધાન કરવું, શીખેલું

સંભારવું, ધર્મનો ઉપદેશ આપવો અને શાસ્ત્રના અર્થ-રહસ્યની ચિંતવણા કરવી તે પાંચ પ્રકારની સજ્ઝાય. આત્માને લાભદાયક એવી કોઈ પણ બાબતની વિચારણામાં તલ્લીન થઈ જવું તે ધ્યાન. અને કાયાને તદ્દન સ્થિર રાખી તીર્થંકર પ્રભુઓનું મનમાં સ્મરણ કરવું તે કાઉસ્સગ....આ પ્રમાણે દેહ સાધના અને વૃત્તિ સાધના કરનાર તપ-ત્યાગ કરવાથી કર્મનિર્જરા થાય અને થોડા કાળમાં જીવ જન્મ, જરા ને મરણ ટાળી શકે.

પ્રશ્નકર્ત્તા—તપનું સ્વરૂપ આબેહૂબ સમજાવ્યું. હવેથી હું પણ એવું તપ કરવા જરૂર ઉદ્યમ કરીશ.

  

## ઇતિશ્રી સંવાદ રત્નમાળા સમાપ્તા.

# સજ્જન–પુરૂષોની પસંદગીના ગુણો:—

## शार्दूलविक्रीडितवृत्तम्

卐

शांति–क्षान्ति–सुशीलता–सरलताः शास्त्रे च निःशङ्कता,
कारुण्यं प्रिय सत्यवाग् मितवचो, मौनं सदाचारता ।
औत्सुक्यं पठने च पाठनकृते, मैत्र्यं मनः शुद्धता,
दातृत्वं निरहंकृतिः सुदृढता, मूर्च्छाऽल्पता शौचता ॥ १ ॥
तुष्टिः सात्विकता च सद्गुणरति, र्मध्यस्थवृत्तिः सदा,
औदार्यं परदार सोदर मति, स्त्यागो मिताहारिता ।
अद्वेषश्च सुकण्ठता जनहिते, बुद्धिश्च विश्वासिता,
सार ग्राहकता विमृश्य करणं, तत्त्वार्थ चिन्ता दमः ॥ २ ॥
वैराग्यं तपसि प्रभोश्च रटनं, नित्यं हि भक्ति र्गुरोः,
श्रद्धा स्वात्मनि चात्मभावरमणं, सत्सङ्गति र्दक्षता ।
एते सज्जन सद्गुणाः स्वरुचिताः स्वैरं भवोद्धारका,
भो भव्याः ! सुगुणेषु सन्निदधतु स्वात्मान मेतेष्वतः ॥३॥

卐

અર્થ૦—૧ શાંતિ, ૨ ક્ષમા, ૩ સુશીલપણું, ૪ સરળતા, ૫ શાસ્ત્રોમાં દૃઢ શ્રદ્ધા ( નિઃસંશયપણું ), ૬ કરૂણાભાવ, ૭ પ્રિય વચન, ૮ સત્ય વકતાપણું, ૯ મિતભાષીપણું, ૧૦ મૌનવૃત્તિ, ૧૧ સદાચાર, ૧૨ અભ્યાસ કરવાની ઉત્કંઠા, ૧૩ બીજાને ભણાવવાનો ઉત્સાહ, ૧૪ મૈત્રી (સંપ), ૧૫ અંતઃકરણની નિર્મળતા, ૧૬ દાનવૃત્તિ, ૧૭ નિરભિમાનપણું, ૧૮ મક્કમપણું (વ્રત નિયમોમાં નિયમિતપણું–દૃઢતા), ૧૯ મૂર્ચ્છાની અલ્પતા, ૨૦ સ્વચ્છતા (સુઘડતા), ૨૧ સન્તોષવૃત્તિ, ૨૨ સાત્ત્વિકપણું (સાદાઈ), ૨૩ સદ્‌ગુણ ઉપર પ્રેમ, ૨૪ મધ્યસ્થવૃત્તિ (તટસ્થપણું), ૨૫ હમેશાં ઉદારતા (વૃત્તિ અને હૃદયની વિશાળતા), ૨૬ પરનારી સહોદરતા, ૨૭ ત્યાગવૃત્તિ, ૨૮ મિતાહારીપણું, ૨૯ અદ્વેષ, ૩૦ મધુરસ્વર, ૩૧ પરોપકારવૃત્તિ, ૩૨ પ્રમાણિકતા (વિશ્વાસુપણું), ૩૩ સારગ્રહણપણું (ગુણગ્રાહીપણું), ૩૪ વિચારપૂર્વક દરેક કાર્યનું કરવું (મિતવ્યયીપણું), ૩૫ અર્થ વિચારણા, ૩૬ જિતેન્દ્રિયપણું, ૩૭ વૈરાગ્ય દશા, ૩૮ તપશ્ચરણ, ૩૯ પ્રભુનું નિત્ય સ્મરણ, ૪૦ ગુરૂભક્તિ, ૪૧ આત્મશ્રદ્ધા, ૪૨ સ્વભાવ રમણતા, ૪૩ સત્સંગતિ અને ૪૪ ડહાપણ. એ સર્વ ગુણો સજ્જન પુરૂષોના છે. અને તેમને એ રૂચિકર છે. એથી હે ભવ્યો! એ સદ્‌ગુણોમાં તમારા આત્માને સ્થાપો. (એ સદ્‌ગુણો પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ બનો). કારણ કે એ સદ્‌ગુણોથી સંસાર સમુદ્ર ઉતરી શકાય છે.

卐

# જાહેર ખબર :—

卐

આ 'શ્રી જૈન સંવાદ રત્નમાળા' નામનું પુસ્તક લ્હાણી, પ્રભાવના પ્રમુખ કરવા માટે ખાસ ઉપયોગી છે. તેની વિશેષ નકલો ખરીદવાની ઇચ્છા થાય તો સૂચના કરવી. પાંચસો કે હજાર નકલોના ગ્રાહક થશે તો તરત બીજી આવૃત્તિ બ્હાર પડશે. ફક્ત ૫૦૦)નકલના ગ્રાહક થશે તો રૂ. ૧૫૦) અને ૧૦૦૦) નકલના ગ્રાહક થશે તો રૂ. ૨૫૦) ખર્ચ આવશે. છૂટક નકલના રૂ. ०ा= ટપાલ ખર્ચ જૂદું. (બે આના) પાકું પુંઠું. લખો:—

પત્રવ્યવહાર અને મળવાનું ઠેકાણું:—

**સ્થાનકવાસી જૈન કાર્યાલય.**

ઠે. પંચભાઈની પોળ—**અમદાવાદ.**

# શ્રી જૈન સંવાદ રત્નમાળાના અગાઉથી થયેલા ગ્રાહકોની નામાવલીઃ-

| નકલ. | ગ્રાહકનું નામ. | ગામનું નામ. |
|---|---|---|
| ૫૦૦) | સંઘવી હીરાચંદ ટોકરશી | કચ્છ ભુજ |
| ૫૦૦) | એક સદ્‌ગૃહસ્થ તરફથી | ,, |
| ૫૦૦) | શાહ દેવસિંહ કાનજી | ,, અંજાર |
| ૨૦૦) | ,, ઠાકરશી માલશી મોના | ,, બેરાજા |
| ૧૦૦) | મ્હેતા વચ્છરાજ તથા વસનજી હીરાચંદ | ,, માનકુવા |
| ૧૦૦) | ,, પાનાચંદ ધારશી | ,, રામપર |
| ૭૫) | શાહ ખીમજી નરશી | ,, ગુંદાળા |
| ૫૦) | ,, વેલજી કેશવજી | ,, છસરા |
| ૫૦) | ,, કાંઈયા રાજપાર | ,, લુણી |
| ૨૫) | ,, પુંજા ગોવા | ,, ,, |
| ૨૫) | ,, મૂલજી જેવત | ,, બોરારા |
| ૨૫) | ,, નાનજી વીરજી | ,, ગુંદાળા |
| ૨૫) | કુબડીયા જેઠાલાલ નારાણજી | વાગડ ,, લોદ્રાણી |
| ૬ | અન્ય સદ્‌ગહસ્થો | ,, ,, |
| ૧૦ | વોરા સ્વરૂપચંદ ન્યાલચંદ | ,, બાલાસર |
| ૫ | દોશી રતનશી પુંજા | ,, ,, |
| ૫ | ,, જીવરાજ મોરાર | ,, ,, |
| ૫ | ,, ફુલચંદ માનસંગ | ,, ,, |
| ૬ | અન્ય સદ્‌ગૃહસ્થો | ,, ,, |
| ૧૦ | પારેખ સ્વરૂપચંદ દામજી | વાગડ ઝાટાવાડા |
| ૧૦ | ,, સેજપાર કરમચંદ | ,, ,, |
| ૫ | ,, પ્રેમચંદ રંગજી | ,, ,, |

| નકલ. | ગ્રાહકનું નામ. | | ગામનું નામ. |
|---|---|---|---|
| ૫ | ,, વેલજી શવચંદ | ,, | ,, |
| ૫ | ,, ડાહ્યાભાઈ માણેકચંદ | ,, | ,, |
| ૫ | ,, રાજસી ભગવાનજી | ,, | ,, |
| ૫ | ,, જીવરાજ લીલાધર | ,, | ,, |
| ૫ | કોરડીયા હીરાચંદ હેમચંદ | ,, | ,, |
| ૫ | ,, કરમચંદ બળવંત | ,, | ,, |
| ૫ | મ્હેતા ચુનીલાલ ખેંગાર | ,, | ,, |
| ૧૧ | અન્ય સદ્‌ગૃહસ્થો | ,, | ,, |
| ૯ | સદ્‌ગૃહસ્થો | ,, | ખેલા |
| ૯ | સદ્‌ગૃહસ્થો | ,, | દેશલપુર |
| ૫ | પારેખ વીરજી રણછોડ | ,, | ડાવરી |
| ૫ | ,, ખુશાલભાઈ દેવજી | ,, | ચોબારી |
| ૫ | મ્હેતા આશકરણ મલુકચંદ | ,, | રામવાવ |
| ૫ | ,, ન્યાલચંદ ભાઇચંદ મલુકચંદ | ,, | ,, |
| ૫ | મોરબીયા દામજી આશકરણ | ,, | ત્રંબો |
| ૫ | ,, ભાઈચંદ ચત્રભુજ | ,, | ,, |
| ૮ | ઠક્કર દયારામ ફુલચંદ તથા અન્ય ગૃહસ્થો | ,, | નંદાસર |
| ૫ | દોશી ભાણજી ન્યાલચંદ | ,, | બાદરગઢ |
| ૧૦ | મોરબીયા ગાંગજી માનજી | ,, | રવ |
| ૧૦ | દોશી પોંમશી વાલજી | ,, | ,, |
| ૫ | મ્હેતા ધનજી મોતીચંદ | ,, | ,, |
| ૫ | ,, લાલચંદ નાનચંદ | ,, | ,, |
| ૫ | મોરબીયા જયચંદ વેણીદાસ | ,, | ,, |
| ૧૭ | અન્ય સદ્‌ગૃહસ્થો | ,, | ,, |
| ૫ | ઝોટા શામજી નાનચંદ | ,, | રાપર |

| નકલ. | ગ્રાહકનું નામ. | ગામનું નામ. |
|---|---|---|
| ૫ | મ્હેતા વીરજી ખેમરાજ | ,, રાપર |
| ૫ | મોરબીયા જાદવજી રાગવજી | ,, ,, |
| ૧૩ | અન્ય સદ્‌ગૃહસ્થો | ,, ,, |
| ૧૬ | ચિત્રોડ, ગાગોદર, સલાડી તથા હમીરપુરના સદ્‌ગૃહસ્થો | |
| ૨૫ | શ્રાવિકા સમાજ | તણુવાણા |
| ૨૫ | શ્રી જૈન જ્ઞાન ભંડાર | વાંકી |
| ૫ | સેક્રેટરી શ્રી તિલોકરત્ન સ્થા. જૈન ધાર્મિક પરીક્ષા બોર્ડ પાથરડી ( ડી. અહમદનગર ) | |
| ૫ | સ્થાનકવાસી જૈનશાળા-બોટાદ (કાઠીયાવાડ) | |
| ૫ | શાહ પ્રેમચંદ વસનજી-વેરાવળબંદર | |
| ૫ | માસ્તર કસ્તુર તળશી-વઢવાણકેમ્પ | |
| ૮ | કોઠારી ભવાન દેવચંદ-ખીલોસ (ડી. જામનગર) | |
| ૫ | રેવાશંકર મંગળજી કામદાર | જેતપુર |
| ૧૦ | ભાઇચંદ જસરાજ અજમેરા | ,, |
| ૩૫ | રેવાલાલ અમૃતલાલ વલંદા મારફત જુદા જુદા ગૃહસ્થો | ,, |
| ૪૫ | શ્રી શ્વે. સ્થા. જૈન સંઘમાંના જુદા જુદા ભાઇઓ અને બ્હેનો હ. ખીમચંદ મગનલાલ વોરા, સેક્રેટરી. | કરાચી |
| ૫ | બહેન મણીબાઇ ઓધડલાલ | ,, |
| ૨૫ | બહારગામના જુદા જુદા સદ્‌ગૃહસ્થો | |

નોટઃ—પાંચ પ્રતથી ઓછી પ્રત ભરનાર મહાશયોના નામો આમાં દર્શાવ્યા નથી. અગાઉ ગ્રાહક થઇ સહકાર આપનાર સૌનો અમે આભાર માનીયે છીએ. —**પ્રકાશક.**

---

# જૈનધર્મનાં ઉત્તમોત્તમ પુસ્તકો

| પુસ્તકનું નામ. | કિંમત |
|---|---|
| ભાવના શતક | ૧—૦—૦ |
| જૈનાગમ કથાકોષ | ૧—૦—૦ |
| જૈન સાહિત્યની કથાઓ ભા. ૧ લો | ૦—૫—૦ |
| ,, ભા. ૨ જો | ૦—૫—૦ |
| જંબુસ્વામી ચરિત્ર | ૦—૮—૦ |
| વીરભાણુ ઉદયભાણુ ચરિત્ર | ૦—૭—૦ |
| લોંકાશાહ મત સમર્થન | ૦—૮—૦ |
| ધર્મપ્રાણુ લોંકાશાહ | ૦—૬—૦ |
| દ્રૌપદીની ચર્ચા | ૦—૪—૦ |
| સ્થાનકવાસી જૈન ઇતિહાસ | ૦—૬—૦ |
| જૈનસ્તુતિ (ગુજરાતી) | ૦—૪—૦ |
| ,, (બાળબોધ) | ૦—૮—૦ |
| શ્રીમદ્ રાજચંદ્ર વિચાર નિરીક્ષણુ | ૦—૧૦—૦ |
| સમ્યક્ સંદેશ | ૦—૪—૦ |
| શ્રી સામાયક સૂત્ર (અર્થ, વિવેચન, ઉપદેશ અને જૈન ફિરકાઓની માહિતી સાથે) | ૦—૩—૦ |
| રત્નાકર પચીસી | ૦—૧—૦ |
| સતી ચંદનબાળા | ૦—૬—૦ |
| હરિશ્ચંદ્ર તારામતી | ૦—૧૦—૦ |
| જૈન સઝાયમાળા ભા. ૧—૨—૩—૪ દરેકની કિં. | ૧—૦—૦ |
| તીર્થંકર ચરિત્ર (સચિત્ર) | ૧—૦—૦ |
| પ્રત્યેક બુદ્ધ ચરિત્ર | ૧—૪—૦ |

## ભેટ ! ભેટ ! ભેટ !

કચ્છ આઠ કોટી મોટા પક્ષના શ્રીમજ્જૈનાચાર્ય શ્રી નાગચંદ્રજી સ્વામીના શિષ્ય-મુનિશ્રી રત્નચંદ્રજી મ. દ્વારા સંગ્રહિત તેમજ સંશોધિત '**સદ્બોધમાલા**' નામનું પુસ્તક પૃષ્ઠ સં. ૯૮ બોર્ડપટીના બાઈન્ડીંગથી સ્વ. પૂજ્યશ્રી કર્મસિંહજી સ્વામી સ્મારક ગ્રંથમાળા સમિતિ તરફથી ૩૧મા મણકા તરીકે બહાર પડયું છે. જેમાં શ્રી ગૌતમકુલક, ભાવનાકુલક, ગુણાનુરાગ કુલક અને ઉપદેશ રત્નમાળા એ ચાર પ્રકરણોનો સમાવેશ કરવામાં આવ્યો છે. જે મૂળ, સંસ્કૃત છાયા અને વિવેચન સહિત છે. જીજ્ઞાસુએ પોસ્ટેજ બદલ એક આનાની ટીકીટ બીડી નીચેના સ્થળેથી ભેટ મંગાવી લેવું.

**જીવનલાલ છગનલાલ સંઘવી**
પંચભાઈની પોળ : **અમદાવાદ.**

શ્રી વીર વિજય પ્રિન્ટીંગ પ્રેસમાં શા. રમણિકલાલ પી. કોઠારીએ
છાપ્યું. ઠે. રતનપોળ : સાગરની ખડકી-અમદાવાદ.

